# પારસીઓમાં વગર વસિયતે ગુજરી જનારાંઓના વારસાહિસ્સા બાબેનો કાયદો

સને ૧૯૩૯ના એકટ નં૦ ૧૭ મો.

કર્ત્તા—
રૂસ્તમ બરજોરજી પેમાસ્તર,
બી. એ., એલએલ. બી., એડવોકેટ (ઓ. એસ.

પ્રગટ કરનાર—
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
ચોપડીઓ વેચનાર તથા પ્રગટ કરનાર,
બેહરામજી મેનશન, સર ફીરોઝશાહ મેહતા રોડ, કોટ, મુંબઈ.

# પારસીઓમાં વગર વસિયતે ગુજરી જનારાંઓના વારસાહિસ્સા બાબેનો કાયદો.

સને ૧૯૩૯ ના એક્ટ નં૦ ૧૭ મો.

ગુજરાતીમાં શરેહ તથા નોટસ સાથે.

# Parsi Intestate Succession Being Indian Succession (Amendment) Act XVII of 1939 With Notes and Comentaries.

(મેશર્સ જેહાંગીર બી. કરાણીના છોકરાઓની ફરમાશથી)

કર્ત્તા—
રૂસ્તમ બરજોરજી પેમાસ્તર,
બી. એ., એલએલ. બી., એડવોકેટ (એ. એસ.).

પ્રગટ કરનાર—
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
ચોપડીઓ વેચનાર તથા પ્રગટ કરનાર,
બેહરામજી મેનશન, સર ફીરોઝશાહ મેહતા રોડ, કોટ, મુંબઇ.

# દીબાચો.



વગર વસિયતે ગુજર પામનારાં પારસીઓને લાગુ પડતા ધારાથી વાકેફ થવાની આપણી કોમને ઘણી અગત્ય હોવાથી, અને તે સાથ એવું એક પુસ્તક ગુજરાતી ભાષામાં અત્યારસુધી પ્રગટ થયલું ન હોવાથી, અમે તે બાહેર પાડવાની જરૂર જોઇ છે, અને ઉમેદ રાખ્યે છિયે કે એ પુસ્તક આપણી કોમનાં સભ્યો જ્યાંબી વસતાં હોય તેઓને ઉપયોગી થઇ પડશે.

આ અસલ કાયદો સરકારી ગેઝેટમાં ફક્ત ઇંગ્રેજી ભાષામાંજ છપાયલો છે, અને કોઇ પણ કાયદા ગુજરાતી ભાષામાં છપાતા નથી. એ બાબે આ લખનારે વડી સરકારના પ્રેસના મેનેજરને પુછાવતાં તેનો જવાબ (યાદી નં૦ ૫—જી—૪૬૨૨૯ મારફતે) મળ્યો છે કે કાયદાઓ ગુજરાતી ભાષામાં છાપવામાં આવતા નથી. આ કારણને લીધે અસલ ઇંગ્રેજી ભાષામાં લખેલા કાયદાનો ગુજરાતીમાં તરજુમો પ્રજા સન્મુખ મેળવાની અગત્ય જોઇ છે, અને તે સાથ એ કાયદાની કલમોની શરેહ તથા નોટસ, જ્યાં જરૂર જણાઇ ત્યાં, ઉમેરી છે. એ ઉપરાંત સરખામણી માટે આગળા સને ૧૮૬૫ તથા **૧૯૨૫**ના એ બાબેના કાયદાઓની કલમો નોટસમાં આપી છે.

પારસી વારસાહિસ્સાને લગતા કાયદામાં સુધારો કરનારૂં બિલ કાઉન્સીલ ઑફ સ્ટેટમાં ઑન૦ મી૦ માણેકજી નાદિરશાહ દલાલે રજુ કીધું હતું. આ વેળા એવણે જણાવ્યું હતું કે "આ બિલ અગાઉ રજુ થયલાં અને સિલેક્ટ કમિટી ઉપર મોકલાયલાં બિલ જેવુંજ છે, કેમકે મજકુર બિલ જે ઑન૦ સર ફીરોઝ ખરશેદજી શેઠનાએ રજુ કીધું હતું તે તેમનાં મરણથી પડતું મુકાયું હતું. આ બિલનો હેતુ દેશી (ઇંડિયન) વારસાહિસ્સાના કાયદાની જે કલમો પારસી કોમને લાગુ પડે છે તેમાં પારસી કોમની હાલની રેહણીકરણી અને ઇચ્છાઓ અનુસાર ઘટતા સુધારાવધારા કરવાનો છે. અમુક સંજોગોમાં મજકુર કાયદાની ભાષા બેવડા અર્થવાળી પુરવાર થઇ છે. વળી આ સુધારાવધારાની સૂચનાઓને પારસી પંચાયતના ટ્રસ્ટીઓ અને પારસી કોમની સઘળી સંસ્થાઓ, મંડળો વગેરેનો ટેકો છે."

("કયસરે હિંદ," તા૦ ૨૬ મી ફેબ્રુઆરી ૧૯૩૯.)

એ પછી તા૦ ૨૩ મી માર્ચને દિને મળેલી કાઉન્સીલ ઑફ સ્ટેટની સભાએ આ બિલ તે ઉપરના બે સુધારાઓ સાથે પસાર કર્યું હતું. કાઉન્સીલના સેક્રેટરિ મી૦ શ્યાવક્ષ લાલે બિલને ટેકો આપતાં જણાવ્યું હતું કે "મજકુર બિલની નેમ વિધવાઓ અને દીકરીઓના હિસ્સામાં વધારો કરવાની હોવાથી સરકાર તેનો વિરોધ કરશે નહિ. એવણે વધુ જણાવ્યું કે બિલ જેટલું જોઇયે એટલું આગળ ગયું નથી, અને હજીપણ વધુ હક તેઓને આપી શકાશે."

("કયસરે હિંદ," તા૦ ૨૬ મી માર્ચ ૧૯૩૯.)

આ કાયદાનો ખર્ડો મર્હુમ સર ફીરોઝ ખરશેદજી શેઠનાએ કાઉન્સીલ ઑફ સ્ટેટમાં દાખલ કર્યો હતો; ત્યારબાદ સર કાવસજી જેહાંગીરે વડી ધારાસભામાં એ ખર્ડાને લગતી સઘળી વિગતોની સમજણ આપી જણાવ્યું હતું કે "જે કાયદા હેઠળ હાલ વસિયત વગર ગુજર પામનાર પારસીઓના વારસાહિસ્સાની વેંહચણી કરવામાં આવે છે તે કાયદો છેક ૧૮૬૫ નાં સાલ જેટલો જુનો છે, તેથી ઘણો લાંબો વખ્ત થયાં પારસીઓને એમ લાગે છે કે ૭૦ થી વધુ વર્ષ જેટલા આ જુના કાયદામાં ફેરફાર કરવાની અનિવાર્ય જરૂર છે, અને જે શંકાઓ તથા ખામીઓ એ કાયદાના અમલમાં વખ્તે વખ્ત માલમ પડી છે તે દૂર કરવા તેમજ એ કાયદામાં હાલના વખ્તને અનુસરતા ફેરફારો કરવા માટે આ કાયદાને ફરીથી ઘડવાનું દરૂસ્ત ધારવામાં આવે છે, અને હું તમોને ખાતરી આપું છું કે આ બિલને પારસી કોમ અને પારસી પંચાયતના ટ્રસ્ટીઓનો સંપૂર્ણ ટેકો છે." ત્યારબાદ ધારાસભાએ માત્ર ૧૦ મિનિટની ચર્ચા કરીને આ બિલ પેહલાં વાચનમાંથી પસાર કર્યું હતું.

("જામે જમશેદ," તા૦ ૧૨ મી એપ્રિલ ૧૯૩૯.)

શેવટે ધારાસભાએ આ બિલ નીચલાઓની બનેલી સિલેક્ટ કમિટીને સોંપ્યું હતું જેમાં ફક્ત એકુજ પારસી હતા:—

૧—મેશર્સ દેવાદોસ, ૨—જી. એસ. મોતીલાલ, ૩—વી. રામદાસ પંતુલુ, ૪—રામશરણદાસ, ૫—આર. એચ. પારકર, અને ૬—માણેકજી નાદિરશાહ દલાલ.

સિલેક્ટ કમિટીએ પોતાનો શેવટનો રીપોર્ટ કરતાં જણાવ્યું હતું કે:—

"અમે આ બિલમાં સમાયલા કાનુનોથી કાંઇપણ ધરખમ રીતે વેગળા જવા વગર તે બિલ ફરીથી ઘડયું છે, પણ વધુ ચોકસાઇ માટે ૧૯૨૫ ના એ બાબેના એકટનાં પ્રકરણના ફૉર્મને વળગી રહયા છિયે.

"અમારી સૂચવેલી કલમ ૫૦ મીમાં ખર્ડાની એજ નંબરની કલમમાંથી અમોને જેટલું જરૂરનું લાગ્યું તેટલું લીધું છે, અને એજ માફક અમો ખર્ડાની કલમ ૫૧ (ડી) અને કલમ ૫૨ (સી) ની મતલબને વળગી રહયા છિયે."

આ સુધારેલો કાયદો વડી ધારાસભામાં પસાર કરાવવા માટે ઑન૦ મી૦ માણેકજી નાદિરશાહ દલાલ અને સર કાવસજી જેહાંગીર બૅરોનેટે લીધેલી તકલીફ માટે તેઓ સાહેબોનો આભાર માનનારો ઠરાવ મુંબઇની પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોએ પસાર કર્યો હતો.

("કયસરે હિંદ," તા૦ ૧૪ મી મે ૧૯૩૯.)

આ પુસ્તક રચવામાં ખાસ કરીને નીચલાં પુસ્તકોની મદદ લીધી છે:—

૧. મરહુમ શેઠ સોહરાબજી શાપુરજી બંગાળીની ઇ. સ. ૧૮૬૫ ના પારસી ધારાઓની શરેહ સાથની પોથી.

૨. મી૦ ફરામજી એ. રાણા એડવોકેટનું એજ વિષય ઉપરનું વગર વસિયતે ગુજરનાર પારસીઓની મિલકતના વારસાહિસ્સા બાબેનું ૧૯૨૫ ના ઇંડિયન સકસેશન એકટ નં૦ ૩૯ નું પુસ્તક.

૩. મી૦ પેસ્તનજી ફીરોઝશાહ બલસારા, એમ. એ., એલએલ. બી., એડવોકેટ (ઓ. એસ.) ની પારસી લોકોના લગ્ન તથા તલાકના કાયદાને લગતી ઇંગ્રેજી તેમજ ગુજરાતી કેતાબો.

૪. મી૦ પેસ્તનજી ભીમજી પારખ, બી. એ., એલએલ. એમ. સોલિસિટરનું હાલ અમલમાં આવતું ઇંડિયન સકસેશન એમેંડમેંટ એકટ (૧૯૩૯ નું નં૦ ૧૭) ઘણી લંબાણ કીમતી શરેહ તથા નોટસ સાથનું પુસ્તક.

ઉપલા ચારે ગ્રંથકારોનો આ તકે મોટો આભાર માન્યે છિયે, અને ખાસ કરીને મી૦ પારખે પોતાનાં મજકુર ઘણાં ઉપયોગી પુસ્તકમાં આપેલી નોટસનો છુટથી ઉપયોગ કરવાની અમને પરવાનગી આપી છે તે માટે એમનો વિશેષ ઉપકાર માનવાની આ તક લઇયે છિયે.

શેવટે આ પુસ્તક રચવાની મેશર્સ જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, ચોપડીઓ વેચનાર તથા પ્રગટ કરનારાઓએ મને કીધેલી ફરમાશ માટે એ સાહેબોનો તથા અમારા મેહરબાન મિત્ર મી૦ એમ. ઇ. સહિયાર (સોલિસિટર) નો એવણે પ્રુફો તપાસવાની લીધેલી તસ્દી માટે આભાર માન્યે છિયે.

તા૦ ૫ મી નવેમ્બર ૧૯૪૦.
૬૪૫, પારસી કૉલોની,
દાદર, મુંબઇ.

રૂસ્તમ બરજોરજી પેમાસ્તર.

# સાંકળિયું.





# પ્રવેશ પત્રિકા. (Introduction.)

## આ કાયદાની આગળી તવારીખ.

પારસીઓ આજથી લગભગ ૧૨ સદી ઉપર ઇરાનથી આ દેશમાં આવ્યા ત્યારથી અત્યારસુધીની વગર વસિયતે ગુજરનારાંઓના સંબંધમાં વારસાહિસ્સાના કાયદાની તવારીખ અત્રે ટુંકમાં આપીશું.

ઇ. સ. ૧૮૬૫ નો એ કાયદો તા૦ ૧૦ મી એપ્રિલ ૧૮૬૫ ને દિનથી અમલમાં આવ્યો તે આગમજ પારસીઓમાં કશા લેખીત ધારા ન હતા, અને પારસી સ્ત્રીજાતિને ફકત ભરણપોષણ સિવાય બીજો કશો હક પોતાના ગુજર પામેલા બાપની મિલકત ઉપર મળતો ન હતો; જ્યારે વડા દીકરાને પોતાના બાપની સ્થાવર મિલક્ત ઉપર તે વેળાના ઇંગ્લંડના કાયદા મુજબ વારસો મળતો હતો. તે વેળા આપણી કોમના કોઇપણ ખાસ અસલ ધારાઓ હસ્તી ભોગવતા ન હતા. ઇરાન છોડી આપણા ન્યાગાંનો આ હિંદ દેશમાં સદીઓ ઉપર આવી વસ્યા ત્યારે તેઓ પાસનાં પુસ્તકોનો લગભગ સદંતર નાશ થઇ ગયો હતો, અને તે વેળા સંજાણના જાદીરાણાએ તમને આ ધર્તી ઉપર આશરો આપતી વેળા જે શર્ત કીધી હતી તે સ્થાનિક હિંદુ રેવાજો જે તેઓએ વખતને આધીન થઇ સ્વિકાર્યા હતા તેજ શર્ત માત્ર પોતાના ધારા તરીકે અમલમાં મેલી હતી. એ ધારા થોડીજ બાબતમાં હિંદુઓની રાહરસમોથી જુદા પડતા હતા, એટલામાટે પારસીઓએ આ રેવાજો મુજબ વગર વસિયતે ગુજરનારાંઓની બાબતમાં પોતાની કોમની સ્ત્રીજાતિને કશો હિસ્સો આપ્યો ન હતો, અને તેમની વિધવાઓ અને બેટીઓ વગેરેને ફકત ભરણપોષણ આપવામાં આવતું હતું. (મોતીબાઇ વિ. ડોસીબાઇ, સને ૧૮૭૭ ના પ્રિન્ટેડ જજમેંટસ, પાનું ૧૦૬.)

એ રીતે પારસીઓના વારસાહિસ્સાની બાબતમાં ઇલાકાનાં મુખ્ય શેહરના પારસીઓને ઇંગ્લંડનો કાયદો લાગુ પાડવામાં આવતો હતો, પણ ઇંગ્લંડના કાયદામાં સ્થાવર મિલકતનો વારસો વડા છોકરાનેજ મળતો હતો, તેટલામાટે ૧૮૩૭ નો ૯ મો એકટ ખાસ પસાર કરવામાં આવ્યો હતો, અને તેને The Parsi Chattels Real Act નામ આપવામાં આવ્યું હતું. આ છેલ્લા કાયદાની રૂએ સ્થાવર મિલકતની બાબતમાં સઘળા દીકરાઓને એકસરખો હક આપવામાં આવ્યો હતો, જ્યારે દેશાવરના પારસીઓને તેમની વચ્ચે વારસાહિસ્સાની જે રસમ ત્યાં હોય તેજ લાગુ પાડવામાં આવતી હતી.

આ સઘળો તફાવત ૧૮૬૫ ના ૨૧ મા એકટની રૂએ કાઢી નાખવામાં આવ્યો હતો, અને તે કાયદો સ્થાવર અને જંગમ મિલકત બાબે ઇલાકાનાં શેહરોના તેમજ દેશાવરના પારસીઓને એકસરખો લાગુ પાડવામાં આવ્યો હતો.

આ પછી ૧૯૨૫ માં ઇંડિયન સકસેશન એકટ (નં૦ ૩૯ મો) પસાર કરી તે કાયદો વસિયત કરીને તેમજ વગર વસિયતે ગુજરનાર, એ બન્નેને, લાગુ પાડવામાં આવ્યો હતો, અને તેની કલમો મજકુર ૧૮૬૫ ના કાયદાને સર્વે રીતે મળતી હતી.

મજકુર ૧૯૨૫ ના ૩૯ મા એકટની રૂએ આગળા ૧૮૬૫ ના કાયદામાં વારસાહિસ્સાના બાબમાં કશો ફેરફાર કરવામાં આવ્યો નથી, સિવાય કે ઉપલા ૧૮૬૫ ના કાયદાની ૮ મી કલમ* ત્યાંથી કાઢી નાખી તે ૧૯૨૫ ના મજકુર કાયદાની ૩૧ મી કલમ બનાવવામાં આવી હતી.

મજકુર ૧૯૨૫ ના કાયદામાં સુધારો કરી ૧૯૩૯ નો ૧૭ મો એકટ ઘડી અમલમાં મેલવામાં આવ્યો છે તે હાલ લાગુ પાડવામાં આવે છે.



*મજકુર ૧૮૬૫ ના કાયદાની કલમ ૮ મી નીચે મુજબ હતી:—

"સને ૧૮૬૫ ના ઇંડિયન સકસેશન એકટ (યાને હિંદુસ્તાનના વારસાહિસ્સા બાબતના એકટ) ના હેઠળ ટાંકેલા ભાગ પારસીઓને લાગુ પાડવા નહિ તેની વિગત—આખો ૩ જો ભાગ, તથા ૨૫ મી કલમ સિવાય આખો ૪ થો ભાગ, તથા આખો ૫ મો ભાગ, તથા કલમ ૪૩ મી."

ઉપર જણાવેલા ૧૯૨૫ ના ૩૯ મા એકટની ૩૧ મી કલમ તેનાં બીજાં પ્રકરણની શરૂઆતમાં આપી છે. એ પ્રકરણમાં પારસીઓ સિવાય બીજાઓના વારસાહિસ્સાને લગતી બાબતોના નિયમો આપવામાં આવ્યા છે, અને તેની મજકુર ૩૧ મી કલમમાં જણાવ્યું છે કે એ પ્રકરણમાંનું કાંઇપણ પારસીઓને લાગુ પડશે નહિ, અને પારસીઓના વારસાહિસ્સા માટેનો ખાસ જુદો કાયદો (૧૮૬૫ નો ૨૧ મો) અમલમાં મેળવો.

## આ કાયદો ઘડવાના હેતુ અને કારણો.

"હાલ પારસીઓને વગર વસિયતે ગુજર પામનારાંઓ માટે વારસાહિસ્સાનો જે કાયદો લાગુ પડે છે તે ૧૮૬૫ નો ૨૧ મો કાયદો છે. ખરૂં છે કે એ કાયદો ૧૯૨૫ નો ૩૯ મો કાયદો જે ઇંડિયન સકસેશન એકટ કહેવાય છે તેની રૂએ રદ કરવામાં આવ્યો છે; પણ તેથી મુળ કાયદામાં કાંઇ ફેરફાર થયો નથી, કારણકે ૧૮૬૫ ના ઉપલા કાયદાની સર્વે કલમો ૧૯૨૫ ના ઉપલા કાયદાની કલમો ૫૦ થી ૫૬, અને શિડયુલ બીજા ભાગ ૧ લા અને ૨ જામાં, શબ્દે શબ્દ દાખલ કરવામાં આવી છે.

પારસી કોમને લાંબો વખ્ત થયાં એવું લાગ્યું છે કે આ કાયદો, જે ૭૦ થી વધુ વર્ષનો જુનો છે, તેમાં અનેક કારણોને લીધે "ફૉર્મ" (આકાર) અને મુળ બાબતમાં સુધારો કરવાની જરૂર છે. એ કાયદાની કેટલીક કલમોનો અર્થ શંકાથી ભરેલો છે, પણ તેમાંની કેટલીક શંકાઓ કૉર્ટના ચુકાદાઓથી દૂર થઇ છે. વળી એ કાયદો કેટલીક બાબતોમાં અધુરો છે, અને તેમાંની કેટલીક ખામીઓ કૉર્ટના બીજા ચુકાદાઓથી પુરી પાડવામાં આવી છે. બીજા ચોકસ ફેરફારો હાલના જમાનાની પારસી લાગણી અને રેવાજને અનુસરતા બનાવવાની જરૂર છે, અને ગોઠવણ તથા ભાષાને ફરી તપાસવાની અગત્ય છે. આ સઘળી શકાઓ દૂર કરવા, ખુટ પુરી પાડવા, અને કૉર્ટના ચુકાદાઓ, જે કોમે કબૂલ રાખ્યા હોય તે, બને ત્યાંસુધી આમેજ કરવા, અને તે સાથ સામાન્ય રીતે જે ફેરફારો કરવાની ખાહેશ બતાવવામાં આવી હોય તે દાખલ કરવા, અને વળી આ ગોઠવણ વધુ નિયમિત બનાવવા કાજે તમામ કાયદાને ફરી ઘડવાની જરૂર જોવામાં આવી છે.

આ કાયદો ફરી ઘડવામાં જ્યાંસુધી ગોઠવણ અને ભાષાને સંબંધ છે ત્યાંસુધી ૧૯૨૫ ના કાયદાના બીજા ભાગો મુજબ બનતાં સુધી અમલ કરવામાં આવ્યું છે. દાખલા તરીકે, આગળાં પ્રકરણમાં બિન-પારસીઓને લગતા વારસાહિસ્સાના કાયદાની માફક ઉપ-મથાળાંઓ દાખલ કરવામાં આવ્યાં છે, કે જેથી કરીને તમામ બાબતની સમજણ પડી શકે. વળી સગવડને ખાતર આ ખર્ડાનાં બિલની નવી કલમોને ૫૦ થી ૬૦ ના આંકડા આપવામાં આવ્યા છે, કે જેથી કરીને ૧૯૨૫ ના અમલમાં આવતા કાયદાની અસલ કલમોને બદલે તે કલમો દાખલ કરી શકાય."



## આગળા કાયદામાં હાલ અમલમાં આવેલા કાયદાથી કયા કયા ફેરફારો થયા છે?

વગર વસિયતે ગુજરનારાંઓના વારસાહિસ્સાને લગતા ૧૯૩૯ ના હાલ અમલમાં મેલાયલા કાયદા મધે તે અગાઉના એજ કાયદામાં જે સુધારાઓ દાખલ કરવામાં આવ્યા છે, તેમાંના મુખ્ય નીચે મુજબ છેઃ-

### (૧) માબાપનો હિસ્સો—તે કમી હોવાનું કારણ.

આ કાયદામાં વગર વસિયતે ગુજરી જનાર પારસી મર્દની મિલકતની વેંહચણીમાં પેહલીજ વેળા માબાપને હિસ્સો આપવામાં આવ્યો છે. એ હિસ્સો બાપને દીકરા કરતાં અર્ધો, અને માને દીકરી કરતાં અર્ધો ઠરાવ્યો છે (કલમ ૫૧). આ હિસ્સા કદાચ કમી ધારવામાં આવે, પણ તે સંબંધમાં ધ્યાનમાં રાખવાનું છે કે જો માબાપને એકથી વધુ દીકરા હોય, અને તે દરેક દીકરો અસકયામત મેળી જાય, તો તે દરેક દીકરાની અસકયામતમાં માબાપને ઉપર મુજબ હિસ્સો મળે છે; જેમ કાંઇ એક શખ્સનાં ફર્જંદોના બાબમાં બનતું નથી એ ફર્જંદોને તો માબાપનો એકીવેળાજ હિસ્સો મળે છે.

દાખલા તરીકે, એક બાપના ૬ દોલતમંદ દીકરાઓ હોય અને તે સર્વે દીકરાઓ તે બાપની આગમજ એક પછી એક ગુજરી જાય તો તેમના તરફથી તે બાપને દરેક દીકરા તરફનો અર્ધો હિસ્સો મળે. એટલે તે બાપને ત્રણ હિસ્સા મળે. જે પુરતું લેખી શકાય.

### (૨) વિધવાને આ કાયદામાં આપેલો ઘણો કમી હિસ્સો.

વગર વસિયતે ગુજરનારને લાગુ પડતા આ છેલ્લા ૧૯૩૯ ના કાયદાની કલમ ૫૧ માં એક પારસી મર્દ જો વિધવા તથા ફર્જંદોને મેળી જાય, તો વિધવાને એક દીકરા જેટલો, અને એક દીકરીથી બમણો હિસ્સો આપવામાં આવ્યો છે, તે કોઇપણ રીતે પુરતો લેખાશે નહિ.

જો એક મર્દ પોતાની વિધવા સાથ ફકત એકજ દીકરો અને એકજ દીકરી મેળી જાય, તો કદાચ આ પ્રમાણ પુરતું ધારી શકાય; પણ જો તે મર્દ પોતાની પાછળ વિધવા, ૬ દીકરાઓ અને ૬ દીકરીઓ મેળી જાય, તો ૬ દીકરાઓના એકંદર ૧૨ હિસ્સા, ૬ દીકરીઓના ૬, અને વિધવાના ૨ હિસ્સા પડે, એટલે મિલકતના એકંદર ૨૦ હિસ્સામાંથી વિધવાને ફક્ત ૨ હિસ્સા **યાને તમામ મિલકતનો ૧૦ મો ભાગ,** ત્યારે દીકરાઓને $\frac{૧૨}{૨૦}$, અને દીકરીઓને $\frac{૬}{૨૦}$ મળે. **એ રીતે જોતાં વિધવાનો હિસ્સો તેનાં ફર્જંદો કરતાં કમી ઉતરે છે.**

**દાખલા** તરીકે, જો એક ગુજરનાર ધણી રૂ. ૧ લાખ મેળો જાય, તો તેની પરણેતર **ધણિયાણીને તેમાંથી** માત્ર રૂ. ૧૦ હજાર મળે, **ત્યારે દીકરાઓ વચ્ચે રૂ. ૬૦ હજાર, અને**

દીકરીઓ વચ્ચે રૂ. ૩૦ હજાર વેંહચાય; એટલે ધણીની ધણિયાણી યાને તેની ભાગ્યણને પોતાના પરણેતર ખાવિંદની મિલકતમાંથી દીકરાઓનાં પ્રમાણમાં બહુ જુજ હિસ્સો મળે, જેથી તેણીનું માન તથા પત તેણીનાં કુટુંબમાં જળવાઇ શકે નહિ. હવે જો ફરજંદો જાણતે કે તેમની માતાને એક મોટો હિસ્સો કાયદાથી મળ્યો છે તો તેઓ પોતાની માતાને નમીને ચાલતે તેમજ ઘટતું માન આપી તેણી સાથે સારી રીતે સંપથી વર્તવામાં પોતાનો લાભ સમજતે, અને કુટુંબનું બંધારણ પણ જળવાઇ રેહતે. વળી જો માના હાથમાં ધરખમ હિસ્સો હતે તો તેણી તેમાંથી કોઇ દીકરો અથવા દીકરી નહિ ધારેલી ગરીબાઇમાં આવી પડતે તો તેને પોતાના હાથમાંની દોલતમાંથી સંભાળી લેતે. એટલામાટે એક ધણીની પરણેતર ધણિયાણીને તે ધણીની દૌલતમાંથી અર્ધો હિસ્સો પ્રથમથીજ જુદો પાડી, પછી બાકીનામાંથી ફરજંદો વગેરેમાં ઘટતા હિસ્સાઓ જો પાડવામાં આવે તો તે વાજબી કીધેલું ગણાય.

આવું કાંઇક ધોરણ પારસી સિવાય બીજી કેટલીક કોમોને લગતા વગર વસિયતે ગુજરનારાંઓને લાગુ પડતા ધી ઇંડિયન સકસેશન એકટ ૧૯૨૫ માં દાખલ કરવામાં આવ્યું છે.

એ કાયદાની ૩૩ મી કલમમાં એવું ઠરાવ્યું છે કેઃ—

(૧) વગર વસિયતે ગુજરનાર એક શખ્સ પોતાની પાછળ વિધવા તેમજ ફરજંદો મેળી જાય, તો તેની મિલકતનો **ત્રીજો ભાગ** તેની વિધવાને, અને બાકીના બે ભાગ તેની સીધી લીટીએ આવેલા વંશજોમાં વેંહચી આપવા.

(૨) પણ જો તે શખ્સ પોતાની સીધી લીટીએ ઉતરનાર કોઇ વંશજ મેળી નહિ જાય, અને કોઇ બીજાં સગાં મેળી ગયા હોય, તો તે શખ્સની મિલકતનો **અર્ધોઅર્ધ** ભાગ તેની વિધવાને મળે, અને બાકીનો અર્ધો ભાગ તેનાં મજકુર સગાંઓ વચ્ચે વેંહચવો.

(૩) પણ જો તે આવાં સગાંઓ પણ નહિ મેળી ગયો હોય, તો તેની **તમામ મિલકત** તેની વિધવાને મળે.

એજ કાયદાની પાછળથી ઉમેરેલી કલમ ૩૩ (એ) માં વિધવાને ઘણો ઉદાર હિસ્સો આપેલો જણાય છે, પણ તે કલમ પારસીઓને લાગુ પાડવામાં આવી નથી.

## ૧૯૨૫ ના ઇંડિયન સકસેશન એકટની કલમ ૩૩ (એ).

મજકુર કલમની મતલબ એ છે કે—(૧) જો એક વસિયત વગર મરણ પામનાર મર્દ પોતાની પાછળ વિધવા મેળી જાય, પણ કોઈપણ ફરજંદો મેળી ન જાય, અને તેની મિલકત રૂ. ૫ હજારથી વધુની ન હોય, તો તે તમામ મિલકત વિધવાને મળે; પણ (૨) જો તેની મિલકત રૂ. ૫ હજારથી વધુ હોય તો તેમાંથી વિધવાને પેહલાં રૂ. ૫ હજાર ૪ ટકાનાં વ્યાજ સાથે મળે, અને (૩) રૂ. ૫ હજારની રકમ આપવા પછી તેની મિલકતમાં જો કાંઈ વધારો બાકી હોય તો તેમાં પણ વિધવાનો હક કાયદા મુજબ રેહશે.*

જ્યારે બીજી કેટલીક કોમોના બાબમાં આવું ઉદાર ધોરણ વારસાહિસ્સા બાબે દાખલ કરવાની જરૂર જણાય છે, ત્યારે અજબ જેવું છે કે પારસી જેવી આગળ વધેલી કોમમાં એક ધણીની અર્ધાંગ્ના જેવીનો હિસ્સો આવી બળીલાઇથી બહુ સંકોચાયલી હદમાં ઠરાવવામાં આવ્યો છે.

---

Special provision where intestate has left widow and no lineal descendants.

*33 A. (1) Where the intestate has left a widow but no lineal descendants and the net value of his property does not exceed five thousand rupees, the whole of his property shall belong to the widow.

(2) Where the net value of the property exceeds the sum of five thousand rupees the widow shall be entitled to five thousand rupees thereof and shall have a charge upon the whole of such property for such sum of five thousand rupees, with interest thereon from the date of the death of the intestate at 4 per cent per annum until payment.

(3) The provision for the widow made by this section shall be in addition and without prejudice to her interest and share in the residue of the estate of such intestate remaining after payment of the said sum of five thousand rupees, with interest as aforesaid, and such residue shall be distributed in accordance with the provisions of section 33 as if it were the whole of such intestate's property.

(4) The net value of the property shall be ascertained by deducting from the gross value thereof all debts, and all funeral and administration expenses of the intestate, and all other lawful liabilities and charges to which the property shall be subject.

 

## કલમ ૫૧ (૧) (બી.)

### વિધવા અને ફર્જંદોનો હિસ્સો.

ઈંગ્લંડના કાયદા મુજબ એક મર્દ વગર વસિયત કરવે ગુજરી જાય ત્યારે વિધવાને તેના મરનાર ધણીની મિલકતનો ત્રીજો ભાગ આપી, બાકીનો તેનાં ફર્જંદોને, અને તેમના વારસોને સરખે હિસ્સે આપવામાં આવતો હતો, પણ વિધવાના હિસ્સાના સંબંધમાં આ ધારા ઘડનારી સિલેક્ટ કમિટી જણાવે છે કે—"અમોને એવી સૂચના કરવામાં આવી હતી કે કાયદાનાં આ પ્રકરણમાં કલમ ૩૩ (એ) નાં ધોરણ મુજબ એક કલમ ઉમેરવી; પણ અમોને જણાવવામાં આવ્યું છે કે આ સૂચના કોમના સામાન્ય ભાગની પસંદગી મેળવી શકી નથી, માટે અમે એ કલમ નાખી નથી, છતાં અમે એવાં મત ઉપર આવ્યા છિયે કે આવી કોઇ કલમ નાખવી ઇચ્છવાજોગ છે, અને તે માટે જો જરૂર હોય તો કોમની માગણીને પુગી વળવા માટે કલમનો આંકડો બદલવો."

વિધવા સાથ વધારે ઉદારતા વાપરવાને અમોએ કીધેલી ઉપલી સૂચનાને સિલેક્ટ કમિટીનો ઉપલો અભિપ્રાય ટેકો આપે છે, અને આપણે ઇછીશું કે આવી સૂચવેલી વધારાની કલમ હજી પણ આપણા વારસાહિસ્સાના કાયદામાં દાખલ કરવામાં આવે, અને એક પારસી ધણીની વિધવાને તેની મિલકતનો અર્ધો ભાગ કોઇપણ સંજોગોએ આપવામાં આવે.

## (૩) કુંવારી, પરણેલી અને વિધવા.

આપણા કાયદામાં વારસાહિસ્સાની બાબતમાં કુંવારી, પરણેલી કે રંડાયલી દીકરીઓ કે બેહનો વચ્ચે વાજબી રીતે કશો ફર્ક કરવામાં આવ્યો નથી, અને તે સર્વેને એકજ પંક્તિ ઉપર મેળી છે તે વાજબી છે. જો એમ નહિ કરતે તો સંસારમાં એક નવો ગુચવાડો ઉભો થતે. જો કોઇ દીકરી ગરીબ ઘરે પરણેલી હોય, તો આ છેલ્લીને તેની કુંવારી બેહન કરતાં વધુ નાણાની જરૂર હોય છે, તે કારણસર તેના બાપ તરફનો હિસ્સો જો કમી મળે તો તેણીનાં દુખમાં વધારો થાય. એજ માફક એક વિધવા દીકરી, જે ગરીબ સ્થિતિની હોય, તેણીને ત્યાં તેની પરણેલી સોહાસન બેહન કરતાં વધુ ફર્જંદો હોય, તો તેણીને પોતાની વિધવા બેહન કરતાં નાણાની વધુ અગત્ય હોય છે, છતાં તેણીને જો બાપ તરફનો ઓછો વારસો મળે તો તેણીનાં સંકટમાં ઓર વધારો થાય, એટલામાટે સર્વે દીકરીઓ કુંવારી, પરણેલી કે રંડાયલી એ સર્વે વચ્ચે વારસા સંબંધી કાંઇપણ ફરક રાખવો તે ઇનસાફી લેખાય નહિ, અને એજ વિચારથી ધારા બાંધનારાઓએ સર્વે દીકરીઓને એકજ પંક્તિએ મેળી છે.

એજ દલીલ કુંવારી, પરણેલી કે રંડાયલી બેહનના બાબમાં પણ લાગુ પડે છે.

## લગ્ન વેળા ભેટ થયલા દાગીનાની માલેકી.

એક પરણતી કન્યાને લગ્ન વેળા ભેટ થયલા દાગીના બાબે ૧૮૭૯ માં મુંબઇની હાઇ કોર્ટે એવું ઠરાવ્યું હતું કે દાગીના અને રોકડ રકમ, જે એક ધણી અથવા તેનાં માબાપ અને ખેશીઓએ લગ્ન વેળા તેની ધણિયાણીને કીધાં હોય તે લગ્ન દરમિયાન ધણીધણિયાણી બન્નેના ભેગા કબ્જામાં રહે છે, અને તે બન્નેમાંનાં એકનાં મરણ પછી જે હૈયાત હોય તેની મિલકત થાય છે.—(બરજોરજી વિ. પેસ્તનજી, ૧૮૭૬ નો મુકદમો નં૦ ૬૦૦.)

આ રેવાજ ધણી તરફનીજ નહિ, પણ ધણિયાણી તરફની ભેટોને પણ લાગુ પડે છે, અને તેમને ફર્જંદ થાય અથવા નહિ થાય તેથી કાંઇ આ રેવાજ ઉપર અસર થતી નથી.—(મેહરવાનજી વિ. રૂસ્તમજી, ૧૮૮૩ નો મુકદમો નં૦ ૨૫૯.)

ઉપલા મુકદમાઓ મધે જે ભેટોની માલેકી વિશે ઇશારો થયો છે તે એક સ્ત્રીને તેણી અદરાઇ તે વેળા, અને તેણીના અદરાવા અને લગ્ન વચ્ચે, તેમજ લગ્ન વેળા થયલી ભેટો અને તેમાં થયલા વધારા, એ સર્વ રેવાજોને લાગુ પડે છે.

## વ્યાખ્યાઓ. (Defination.)

વગર વસિયતે ગુજરનારની મિલકતના વારસાહિસ્સાને લગતા આ કાયદામાં વપરાયલા શબ્દોની વ્યાખ્યા આપવામાં આવી નથી, પણ ૧૯૩૬ ના પારસી લગ્ન તલાકના ૩ જા કાયદામાં એવી એક કલમ (નં૦ ૨) આમેજ કીધી છે, તેનાં પાયા ઉપર અમે અત્રે હેઠળ વ્યાખ્યાઓ આપી છે:—

આ કાયદા મધે વપરાતા નીચલા શબ્દોની વ્યાખ્યા તેના વિષય અથવા તેની સાથ સંબંધ ધરાવતા આગળ પાછળની બાબતોથી બીજી રીતે નહિ થતા હોય તો નીચે મુજબ કરવી:—

(૧) "પારસી" એટલે પારસી જરતોસ્તી.

(૨) "ભરથાર" એટલે પારસી ભરથાર.

(૩) "ધણી" એટલે પારસી ધણી.

(૪) "ધણિયાણી" એટલે એક પારસી ધણિયાણી.

ઉપલા શબ્દો (૧) (૨) (૪) ની વ્યાખ્યા પારસી લોકોના લગ્ન તથા તલાકના મજકુર કાયદાની કલમ ૨ ના અનુક્રમે (૭) (૫) (૯) માંથી અત્રે આપવામાં આવી છે, અને બાકીના શબ્દ (૨) "ધણી"ની વ્યાખ્યા અમો તરફથી આપવામાં આવી છે.

## (૧) "પારસી" એટલે પારસી જરતોસ્તી.

**પારસી શબ્દનો અર્થ**—૧૯૩૬ ના લગ્ન તલાકના કાયદા (ત્રીજા) ની કલમ ૨ (૭) માં આપ્યો છે.

## "પારસી" અને "જરતોસ્તી".

"પારસી" શબ્દ કોમ અથવા જાતને બતાવે છે, જ્યારે "જરતોશ્તી" શબ્દ એક શખ્સનો ધર્મ બતાવે છે. જરતોશ્ત પેગામ્બરને માનનારાઓ પારસીઓ હોઇ શકે, પણ તે સાથ જેબી બીજાઓ એ ધર્મ પાળવા માગતા હોય તેમને પણ તે લાગુ પડે છે.

મુંબઇની હાઇ કૉર્ટમાં ચુકવેલા સર દીનશાહ વિ. સર જમશેદજી (૩૩ મુંબઇ, પાનું ૫૦૯) વાળા મુકદમાની કેફિયત નીચે મુજબ હતી:—

આ મુકદમાના એક વાદી રતન ડી. તાતા પૅરિસમાં ૧૯૦૩ માં એક ફ્રેંચ બાઇને પરણ્યા હતા. આ બન્ને જણાં ત્યારપછી મુંબઇ આવ્યાં હતાં જ્યાં મજકુર બાઇની નવજોતની ક્રિયા કરી તેણીને જરતોશ્તી ધર્મમાં દાખલ કરવામાં આવી અને તેણી સાથે મજકુર મી૦ તાતાની લગ્નક્રિયા જરતોશ્તી રેવાજ મુજબ કરવામાં આવી હતી. આ ઉપરથી એવી તકરાર ઉભી થઇ કે મજકુર બાઇ એક પારસણ કેહવાય કે, અને તેણીને પારસી ટ્રસ્ટ ફંડોનો લાભ મળી શકે કે, તથા તેણી જરતોસ્તી ધર્મસ્થળોમાં દાખલ થઇ શકે કે, અને તેણી ગુજર પામવે તેણીની લાશને દોખ્મે ચઢાવી શકાય કે. આ ઉપરથી પારસી કોમમાં ભારે ખળભળાટ થયો હતો, અને અંજુમનની સભા મળી હતી, જેણે મજકુર બાઇને ઉપલા હકો આપવાની ના પાડી હતી. આ ઉપરથી મુંબઇની પારસી પંચાયતના ટ્રસ્ટીઓએ ઉપર મુજબની જાહેર નોટીસો બાહેર પાડવાથી ૧૯૦૬ માં ના૦ હાઇ કૉર્ટમાં મજકુર મી૦ તાતા વગેરેએ એક દાવો પંચાયતના ટ્રસ્ટીઓ સામે માડયો હતો, જેમાં જસ્ટીસો દીનશાહ દાવર અને બીમને એવો ચુકાદો આપ્યો કે જોકે મિસિસ તાતા એક જરતોશ્તી થઇ હતી, પણ તેણી કાંઇ તે કારણને લીધે એક પારસી બાઇ બની શકી ન હતી, અને તેણી કાંઇ પારસણ કેહવાય નહિ, અને તેથી તેણીને પારસી ફંડો અને ધર્મખાતાંઓનો લાભ મળી શકે નહિ.*

ના૦ જસ્ટીસ દાવરે પોતાના ચુકાદામાં સમજણ આપી કે—"એક 'જરતોશ્તી' એટલે જે શખ્સ જરતોશ્તી ધર્મ પાળે તે. પણ એક જરતોશ્તી કાંઇ પારસી હોવોજ જોઇયે નહિ. કોઇપણ શખ્સ પેગમ્બર જરતોસ્તે જાહેર કીધેલો ધર્મ પાળે તે જરતોશ્તી કેહવાય—પછી તે એક ઇંગ્રેજ, ફ્રેંચમૅન કે અમૅરિકન હોય,—પણ આ કારણને લીધે તે કાંઇ પારસી કેહવાય નહિ. દાખલા તરીકે, એક પારસી બાઇ ખ્રિસ્ટી થઇ એક ફ્રેંચમૅનને પરણે તેથી તેણી શું કાંઇ ફ્રેંચ બાનુ કેહવાય? અને એજ માફક જો તેણી ખ્રિસ્ટી થઇ એક ઇંગ્રેજને પરણે તેથી કાંઇ શું તેણી ઇંગ્રેજ બાનુ કેહવાય?"

જસ્ટીસ દાવરે વધુ જણાવ્યું કે—"એક પારસી કોણને કેહવો તે માટે આપણે 'પારસી' શબ્દ કેવી રીતે હસ્તીમાં આવ્યો તે જાણવું જોઇયે છે. પારસી શબ્દને એક જાત સાથ

---

* જુઓ "પારસી પ્રકાશ"ની નોંધ, તા૦ ૨૮ મી નવેમ્બર ૧૯૦૮, પાનું ૧૭૪–278.

સંબંધ છે, અને તેને ધર્મ સાથ કાંઇપણ સંબંધ નથી. મી૦ ડોસાભાઇ ફરામજી કરાકા પોતાની 'પારસીઓની તવારીખ' નામની કેતાબમાં જણાવે છે કે 'પારસી' શબ્દનું મુળ 'પાર્સ' અથવા ફાર્સ ઉપરથી નિકળ્યું છે, કે જે ઇરાનનો એક પ્રાંત છે, કે જ્યાંથી અસલ ઇરાનીઓ હિંદુસ્તાન આવ્યા હતા. આ ઉપરથી જણાય છે કે 'પારસી' શબ્દ જ્યારે હિંદુસ્તાનમાં વાપરવામાં આવે ત્યારે તેનો અર્થ પાર્સમાંથી આવેલાં લોકો થાય છે; જ્યારે ઇરાનથી નાસી આવેલાંઓ હિંદુસ્તાનમાં ઠરીઠામ થયાં ત્યારે તેમની આસપાસનાં લોકો તેમના ધર્મ માટે થોડુંજ જાણતા હશે, પણ તેઓ એટલું તો જાણતા હતા કે તેઓ ફાર્સથી આવેલા હતા, અને તેથી તેઓએ તેમને 'પારસી' કહયા. એ રીતે આ દેશમાં અસલ આવેલાં લોકોની ઓલાદ પારસીઓ કેહવાવા લાગી. એક જન્મે પારસી હમેશ પારસી હોવો જોઇયે—પછી તે પાછળથી ગમે તે ધર્મમાં દાખલ થઇ તે પાળવા માંડે."

ઉપલાજ મુકદમામાં જસ્ટીસ બીમન જણાવે છે કે—"પાર્સ પ્રાંતમાંથી આવેલા અજાણ્યા લોકોને બાહેરનાઓ પોતપોતા વચ્ચે માત્ર તેઓ કયાંથી આવ્યા હતા તે ખ્યાલથી ઓળખાવતા. તેઓ તેમની ધાર્મિક માન્યતાઓ જાણવાની થોડીજ દરકાર કરતા. તેઓ તેમને પારસીઓ તરીકે ઓળખાવતા એટલુંજ બસ હતું; પણ પારસીઓની પોતપોતા વચ્ચે આ બાબત જુદીજ હતી. તેમની ઉત્પત્તિ કયાંથી થઇ તે બાબે તેમને મગરૂર થવાને કાંઇ કારણ ન હતું. તેમને પર્શિયા (ઇરાન) તરફથી કશું મેળવવાની આશા ન હતી; પણ તેઓ પાસે જે એક ચીજ હતી તે તેમનો ધર્મ હતો. તેઓ પેહલેથી છેલ્લે સુધી જરતોસ્તીઓ હતા, અને ઇરાનમાં જુલમાત વાપરી જરતોશ્તી ધર્મને હાંકી કાહડયો હતો તે બાબત ઉપર તેઓએ મુદલ ધ્યાન આપ્યું નહિ. વખ્તના વેહવા સાથ બેશક તેમની કોમી લાગણી વધુ દૃઢ થતી ગઇ, અને પ્રથમના એક સામાન્ય ધર્મનાં જોડાણ સાથે કોમી જોડાણ ઉમેરાવા લાગ્યો."

## જુદદીનોને લગતો બેલા કેસ.

આ પછી આશરે ૯ વર્ષ રહીને એક બીજી આવી તકરાર રંગુન મધ્યે થયલી એક નવજોત સંબંધી ઉભી થઇ હતી. તેની વિગતો એવી છે કે બેલા નામની એક છોકરી, જેનો બાપ એક ગોવાનીસ ખ્રિસ્ટી અને મા એક પારસણ હતાં, તે છોકરીને જરતોશ્તી ધર્મમાં દાખલ કરવાથી તેણીએ રંગુનની અગ્યારીમાં હાજરી આપી ક્રિયાઓમાં ભાગ લેવા માંડયો હતો. આ સામે વાંધો લઇ રંગુનની પારસી અંજુમનના સભ્યો શેઠો ડી. આર. કે. સકલાત, મેહરવાનજી કાવસજી કેપ્ટન અને બીજા બે પારસીઓએ મજકુર બેલા તથા શેઠ શાપુરજી કાવસજી (કેપ્ટન) સામે દાવો માંડયો હતો, જે દાવાની સુનાવણીઓ થવા બાદ મજકુર કૉર્ટે વાદીઓની વિરૂધમાં એ દાવો કાઢી નાખ્યો હતો. આ બાબેની શેવટની અપીલ ઇંગ્લંડની પ્રિવી કાઉન્સીલમાં લઇ જવામાં આવી હતી; જેનો ચુકાદો તા૦ ૨૨ મી અકટોબર ૧૯૨૫ ને

દિને આપવામાં આવ્યો હતો. તેમાં જણાવ્યું હતું કે, જેઓ જાતે પારસી હોય અથવા જેઓ લાંબી મુદત સુધી પારસી લેખાયાં હોય, તેમનેજ પારસી ધર્મસ્થળોમાં દાખલ થવાનો હક છે, અને તેટલામાટે જો માત્ર જરતોસ્તી ધર્મમાં વટલાયાં હોય, પણ જેઓ તે ધર્મસ્થળોનાં ત્રસ્ટોના સ્થાપકોના વિચારમાં પારસી તરીકે લેખાતાં નહિ હોય, તેમને તે ધર્મસ્થળોમાં દાખલ થવાનો હક નથી, અને તેથી તેમને તેના ત્રસ્ટીઓ ઘરપ્રવેશ કરનાર લેખી ત્યાંથી હાંકી કાઢી શકે.*

## વગર વસિયતે ગુજરનાર કોણ કેહવાય ?

એક ગુજરનારની નીચલી મિલકત વગર વસિયતે ગુજરનારની કહેવાય—

૧. જ્યારે તે કશું વસિયતનામુ મુકી નહિ ગયો હોય;

૨. જ્યારે તેણે વસિયતનામુ કીધું હોય, પણ તે કાયદેસર નહિ હોય;

૩. જ્યારે તેણે વસિયતનામુ કીધું હોય, અને તેમાં તેણે ફક્ત તે વસિયતનામાના વહીવટકારો (એકઝીકયુટરો) નેમ્યા હોય, પણ તે વસિયતનામામાં બીજી કશી ગોઠવણ કીધી ન હોય;

૪. જ્યારે તેણે કીધેલું વસિયતનામુ પાછું ખેંચી લીધું હોય;

૫. જ્યારે વસિયતનામા મધે એકજ શખ્સને બક્ષેશ આપી હોય, અને તે શખ્સ તે વસિયતનામુ કરનારની આગમજ ગુજર પામ્યો હોય; અને

૬. એક પારસીએ પોતાનું વસિયતનામુ કીધું હોય તેમાં પોતાની અસકયામત માંહેલા થોડાક ભાગ વિષે તેણે બંદોબસ્ત કીધો હોય, અને બાકીનો ભાગ કોણને આપવો તે વિષે અગરજે વસિયતનામામાં કશું જણાવેલું ન હોય, તો એમ ગણવામાં આવશે કે તે બાકીનો ભાગ તે પારસી વગર વસિયત કરવે મુકીને ગુજર પામ્યો છે અથવા પામી છે.

## મિલકત.

આ કાયદાની જે જે કલમોમાં (પ્રોપર્ટી) શબ્દ આવે છે તે મધે જંગમ અને સ્થાવર મિલકતો સમાઇ છે.



*૨૮, મુંબાઇ લૉ રીપૉર્ટર, ૧૧૧; જુઓ "પારસી પ્રકાશ"ની તા૦ ૨૨ મી અકટોબર ૧૯૨૫ ની નોંધ, પાનું ૨૨૪.

# એક્ટ નં૦ ૧૭ મો ૧૯૩૯ નો.*

## (ગવરનર જનરલે તા૦ ૨૧ મી એપ્રિલ ૧૯૩૯ ને દિને મંજુર કીધો.)

## વસિયતનામુ કર્યા વગર પારસીઓમાં જેઓ ગુજર પામે તેઓની માલમિલકતના વારસાહિસ્સા બાબતનો અને ૧૯૨૫ ના ધી ઇંડિયન સકસેશન એકટમાં સુધારો કરનારો એકટ,

**કારણકે વસિયતનામુ કર્યા વગર પારસીઓમાં જેઓ ગુજર પામે તેઓની માલમિલકતના વારસાહિસ્સા બાબતનો કાયદો સુધારવો યોગ્ય છે;**

વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

‡ **ટુંક મથાળું અને શરૂઆત.**

૧. (૧) આ એકટને ૧૯૩૯ નો ધી ઇંડિયન સકસેશન (એમેંડમેંટ) એકટ† કરીને કહેવો.

(૨) એ કાયદો મધ્યસ્થ સરકાર સરકારી ગેઝેટમાં જાહેરનામુ આપી જે તારીખ ઠરાવે તે તારીખથી અમલમાં આવશે.

---

* Act No. XVII of 1939. [Passed by the Indian Legislature.] (Received the assent of the Governor General on the 21st April, 1939.)

An Act to amend the Indian Succession Act, 1925, as respects intestate succession among Parsis.

WHEREAS it is expedient to amend the law relating to intestate succession among Parsis;

It is hereby enacted as follows:—

**Short title and commencement.**

1. (*1*) This Act may be called the Indian Succession (Amendment) Act, 1939.

(*2*) It shall come into force on such date as the Central Government may, by notification in the official Gazette, appoint.

‡ આવી ઉભી લીટીવાળું સઘળું લખાણ અસલ કાયદાની કલમ જાણવું.

† એટલેકે "હિંદીઓના વારસાહિસ્સા (સુધારાનો) એક્ટ ૧૯૩૯ નો.

## નોટસ.

**પારસી** શબ્દની વ્યાખ્યા હાલના કાયદામાં સમજાવવામાં આવી નથી, જોકે લગ્ન તલાકના કાયદાની કલમ ૨ (૭) માં એક "પારસી"ની વ્યાખ્યા એક "પારસી જરતોશ્તી" આપવામાં આવી છે, તેમજ એ બન્ને કાયદાઓને મથાળે તે પારસીઓને લાગુ પાડવાનું જણાવ્યું છે.

### આ કાયદો આગળી બિનાઓને લાગુ પડતો નથી.

આ કાયદો જે તારીખથી અમલમાં આવ્યો તે તારીખની આગમજ બનેલા બનાવોને લાગુ પાડયો નથી.

આ કાયદો જેબી પારસી વગર વસિયતે ગુજર પામે તેના વારસાહિસ્સાને લાગુ પડે છે, અને તે સાથ જેબી વસિયતનામા અથવા બિનવસિયતનામાનું દસ્તાવેજ જ્યારે તે દસ્તાવેજ તે કાયદાના પસાર થવાની અગાઉ કરવામાં આવ્યું હોય, પણ તે કરનારનું મરણ એ કાયદો પસાર થવા પછી થયું હોય, તેને પણ લાગુ પડે છે.—(જુઓ પી. એલ. પારખ, પાનું ૧.)

એથી ઉલટું, ૧૯૩૬ ના પારસી લગ્ન તલાકના કાયદા ૩ જાનો અમલ તેની ૫૨ મી કલમ હેઠળ આગળી બિનાઓને પણ લાગુ પાડયો છે:—

મજકુર લગ્ન તલાકના કાયદાના નિયમો, જ્યાં લાગુ પડી શકે ત્યાં, સર્વે મુકદમાઓને લાગુ પાડયા છે; પછી જે બિનાઓ ઉપર આધાર રાખવામાં આવતો હોય તે બિનાઓ તે કાયદો અમલમાં આવ્યા પછી યા તે આગમજ બની હોય, અથવા જે હુકમનામુ યા હુકમ ટાંકવામાં આવતા હોય તે એ કાયદા મુજબ યા કાયદા અમલમાં આવવા આગમજના કાયદા મુજબ થયાં હોય અને એ કાયદો અમલમાં આવે તે વખ્તે જે મુકદમા ચાલુ હોય તે મધેના પક્ષકારોને પોતાના વાદવિવાદમાં એ કાયદો અમલમાં આવવાને પરિણામે જે ફેરફાર જરૂર હોય તે કરવા દેવા.—(કલમ ૫૨) (૧).

દાખલા તરીકે, એક પારસી ધણીએ જો પોતાની બાયડીને તા૦ ૧ લી મે ૧૯૩૩ થી ત્રણ વર્ષ સુધી તજી દીધી હોય, અને જો તે બાયડી તે કારણસર આ નવા કાયદાની રૂએ તલાક માટે અરજી કરે તો તેણી તેમ કરી શકે અને તલાક પણ મેળવી શકે; જોકે ત્રણ વર્ષ સુધી તેણીને તજી દેવામાં આવી હતી તે ત્રણ વર્ષ આ નવો કાયદો અમલમાં આવ્યો તેની અગાઉ પુરાં થયાં હતાં. આ કાયદો તા૦ ૨૨ મી જુન ૧૯૩૬ ને દિને અમલમાં આવ્યો હતો.—(જુઓ પી. પી. બલસારા, પાનું ૩૧.)

આગળો ૧૯૨૫ નો પારસી લગ્ન તલાકનો કાયદો જે દિવસથી તે કાયદો લાગુ પાડવામાં આવ્યો તેની આગમજ થયલાં લગ્નોને લાગુ પાડવામાં આવ્યો ન હતો; જોકે એ બાબેનું

લખાણુ એ ધારાની કોઇપણ કલમોમાં આપવામાં આવ્યું નથી, પણ એ માફક આવાંબાઇ વિ. જામાસજી (૩ બોમ્બે હાઇ કોર્ટ રીપોર્ટ, પાને ૧૧૩) માં ચુકવવામાં આવ્યું છે.— (જુઓ ફરામજી એ. રાણાનો "પારસી લૉ," પાનું ૧૮.)

## કાયદાના અમલની તારીખ.

જોકે આ કાયદાને ગવરનર-જનરલની સંમતી તા० ૨૧ મી એપ્રિલ ૧૯૩૯ ને દિને મળી હતી, છતાં એ કાયદાનો અમલ તા० ૧૨ મી જુન ૧૯૩૯ ના દિનથી લાગુ પાડવામાં આવ્યો છે. આ બાબેનું જાહેરનામુ ૧૭ મી મે ૧૯૩૯ ની તારીખે નંબર ૨૮/૩૯ લેખે તા० ૨૦ મી મે ૧૯૩૯ ના "ગેઝેટ ઓફ ઇંડિયા"ના ભાગ ૧ ને પાને ૮૫૪ માં છાપવામાં આવ્યું છે.

## આ કાયદો કઇ મિલકતને લાગુ પડે છે?

આ કાયદો એક પારસી જે વગર વસિયત કરવે ગુજર પામે તેની સર્વ મિલકત—સ્થાવર તથા જંગમ—ને લાગુ પડે છે, અને એવું ધારી શકાય કે તે એક પારસીની માલેકીની ખેતીવાડીની જમીનને પણ લાગુ પડે છે.

## આગળા કાયદામાં કીધેલા ફેરફારો.

આ કાયદાની રૂએ ૧૮૯૫ ના પારસી વારસાહિસ્સાના આગળા કાયદામાં નીચલા ધરખમ ફેરફારો કરવામાં આવ્યા છે:—

૧. પારસી મર્દ, જે વસિયતનામુ કર્યા વગર ગુજર પામ્યો હોય તેની મિલકતની વેંહચણીમાં વિધવા અને દીકરીના હિસ્સાનું પ્રમાણ દીકરાના સંબંધમાં ફેરવવામાં આવ્યું છે. આગળા કાયદામાં દીકરાના ૪, વિધવાના ૨, અને દીકરીનો ૧ હિસ્સો હતો, તેને બદલે આ નવા કાયદામાં દીકરાના ૨, વિધવાના ૨, અને દીકરીનો ૧ હિસ્સો ઠરાવવામાં આવ્યો છે.

૨. આગળા કાયદામાં જો એક પારસી મર્દ, વિધવા અને ફરજંદો મુકીને વગર વસિયતે ગુજર પામે તો મા અને બાપને કાંઇપણ હિસ્સો તેની મિલકતમાં આપ્યો ન હતો, જ્યારે હાલના નવા કાયદામાં બાપને એક દીકરાના કરતાં અર્ધો, અને માને એક દીકરીના કરતાં અર્ધો હિસ્સો પેહલીજ વાર આપવામાં આવ્યો છે.

૩. વગર વસિયતે ગુજરનારની આગમજ ગુજર પામેલી દીકરીનો ધણી જે રંડાયલો (widower) હોય તેને હવે નવા કાયદામાં હિસ્સામાંથી બાકાત રાખવામાં આવ્યો છે.

૪. એથી ઉલટું, વગર વસિયતે ગુજરનારની આગમજ ગુજરેલાં સીધી લીટીમાં ઉતરેલાં વંશજોની વિધવાઓને આ નવા કાયદામાં હિસ્સાદારો તરીકે દાખલ કીધી છે.

## આ કાયદો ક્યાં ક્યાં લાગુ પડે છે?

આ વારસાહિસ્સાનો કાયદો ક્યાં ક્યાં લાગુ પાડવામાં આવ્યો છે તે પણ અત્રે જણાવવામાં આવ્યું નથી, એટલામાટે મજકુર લગ્ન તલાકના કાયદાની કલમ ૧ (૨) અત્રે પણ લાગુ પાડી છે એમ માની લેવું જોઇશે. એ કલમ નીચે મુજબ છેઃ—

૧ (૨) આ કાયદો તમામ બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડશે, અને નામદાર શાહાનશાહની પારસી પ્રજાની બાબતમાં તમામ હિંદુસ્તાનને લાગુ પડશે, સિવાય કે જ્યાં બ્રિટિશ હિંદુસ્તાનની હદની બાહેરના ભાગો માટે ના૦ ગવરનર–જનરલ ઇન કાઉન્સીલ "ગેઝેટ ઑફ ઇંડિયા"માં એક જાહેરનામુ બાહેર પાડી ચોકસ લાગુ પડતા ફેરફારો કરશે, અને મજકુર જાહેરનામામાં જણાવેલા ફેરફારો મુજબ તે ઉપર અમલ થશે.

આ કાયદો તમામ બ્રિટિશ હિંદમાં લાગુ પડે છે, જેની રૂએ બ્રિટિશ હિંદના પારસીઓને પણ તે લાગુ પડે છે.

એ ઉપરાંત એ કાયદો દેશી રાજ્યોમાં ના૦ શાહાનશાહની જે પારસી રૈયત વસતી હોય તેને પણ લાગુ પડે છે, કારણકે ના૦ શાહાનશાહની પારસી રૈયતના બાબમાં એ કાયદો તમામ હિંદને, એટલેકે બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોને લાગુ પડે છે. આનો અર્થ એ થાય છે કે હિંદુસ્તાનનાં દેશી રાજ્યોની હદમાં રહેતી ના૦ શાહાનશાહની પારસી રૈયતને પણ આ કાયદો લાગુ પડે છે.

બ્રિટિશ ઇંડિયાનો અર્થ જે મુલકો ૨૧ અને ૨૨ વિકટોરિયા, ચેપટર ૧૦૬, ("હિંદનું રાજ્ય વધારે સારી રીતે ચલાવવા માટેના કાયદાનું પ્રકરણ ૧૦૬") મુજબ ના૦ શાહાનશાહબાનુ અથવા તેણીના વારસોના તાબા હેઠળ મેલવામાં આવ્યા હોય તે મુલકો થાય છે.*



* British India means the territories which are or shall be vested in Her Majesty or her successors by the statute 21 and 22 vic cap 106 entitled An Act for the better Government of India.—Act XV of 1865 s. 2.

*૨. ઇંડિયન સકસેશન એક્ટ ૧૯૨૫ માંની કલમો ૫૦ થી ૫૬ (બન્ને સુધાં) ને બદલે નીચલી કલમો દાખલ કરવામાં આવે છે; એટલેકે:—

૧૯૩૫ ના ૩૯ માં એક્ટની કલમો ૫૦ થી ૫૬ને બદલે નવી કલમ દાખલ કરવા બાબે.

"૫૦. પારસીઓમાં વગર વસિયતે ગુજરી જનારાંઓની મિલકતના વારસાહિસ્સા બાબે—

વગર વસિયતે ગુજરી જનારાંઓના કાયદા સંબંધી સામાન્ય કાનુનો.

(ક) જેઓ એક ગુજર પામેલા શખ્સની હૈયાતીમાં ખરેખર જન્મ પામ્યાં હોય તેઓ અને જેઓ તેનાં ગુજરવાની તારીખને દિને ફક્ત ગર્ભસ્થાનમાં હોય, પણ જેઓ ત્યારપછી જીવેલાં જન્મ પામ્યાં હોય, તેઓ બન્ને વચ્ચે કાંઇ ફર્ક નથી.

(ખ) એક વગર વસિયતે ગુજર પામનારનાં સીધી લીટીનાં વંશની ઓલાદ જે તે મરનારની હૈયાતીમાં વિધવા અથવા વિધુર અથવા કોઇપણ પોતાનાં વંશની સીધી લીટીની ઓલાદને અથવા કોઇપણ વંશની સીધી લીટીની ઓલાદની વિધવા મેળી જવા વગર ગુજર પામેલો હોય, તો તેને વગર વસિયતે મરનારની મિલકતની વેંહ્ચણી કેવી રીતે કરવી તે વેળા ગણતરીમાં લેવામાં આવશે નહિ; અને

(ગ) જ્યારે વગર વસિયતે ગુજરી જનારનાં કોઇ સગાની વિધવા તે ગુજરનારની હૈયાતીમાં ફરી પરણી હોય, તો જે મિલકત તે ગુજરી જનાર વગર વસિયતે મેળી જાય તેમાં તેણીને કશો હિસ્સો મેળવવાનો હક રહેશે નહિ, અને તેણી જાણે તે વગર વસિયતે ગુજરનારનાં મરણ વેળા હૈયાત નહિ હતી એમ લેખવામાં આવશે."

*2. For sections 50 to 56 (both inclusive) of the Indian Succession Act, 1925 the following sections shall be substituted, namely:—

Substitution of new sections for sections 50 to 56 of Act XXXIX of 1925.

"50. For the purpose of intestate succession among Parsis—

General principles relating to intestate succession.

*(a)* there is no distinction between those who were actually born in the lifetime of a person deceased and those who at the date of his death were only conceived in the womb, but who have been subsequently born alive;

*(b)* a lineal

## નોટસ.

## પારસીઓને લાગુ પડતો આ કાયદો.

આગળો પારસી વારસાહિસ્સાનો કાયદો (૧૮૬૫ નો ૨૧ મો કાયદો) ૧૯૨૫ ના ઇંડિયન સકસેશન એકટની રૂએ રદ કરવામાં આવ્યો છે, જે છેલ્લા કાયદાની કલમો ૫૦ થી ૫૬, એક પારસી જો વગર વસિયતે ગુજર પામે તો તેના વારસાહિસ્સા બાબે લાગુ પાડવામાં આવી છે, અને વસિયત કરીને ગુજર પામેલાંઓ બાબે એજ કાયદાની સર્વે કલમો પારસીઓને લાગુ પડે છે, સિવાય કે પાંચમા ભાગનું પ્રકરણ ૨ જું (કલમો ૩૧ થી ૪૯) જે વિષય મજકુર કલમ ૫૦ થી ૫૬ માં સમાવવામાં આવ્યો છે.

મજકુર ૧૯૨૫ ના કાયદાની ૫૦ થી ૫૬ મી કલમને બદલે આ ૧૯૩૯ નો ૧૭ મો એકટ ઘડવામાં આવ્યો છે.

### પેટા કલમ (ક).

આ પેટા કલમ ૧૯૨૫ ના ઇંડિયન સકસેશન એકટની કલમ ૨૭ (સી) ને મળતી છે.

આ પેટા કલમ મુજબ એક પારસી સ્ત્રીનાં પેટમાં જે બચ્ચું હોય તે તેના બાપનાં ગુજર પામતી વેળા હસ્તી ધરાવતું લેખાય છે. આગળા કાયદામાં આવો ખુલાસો કરેલો ન હોવાથી કાંઇક મુશ્કેલી ઉભી થઇ હતી, પણ મુંબઇની હાઇ કોર્ટે બાપનાં ગુજર પામવા પછી એવાં જન્મેલાં બાળકનો હક સ્વિકાર્યો હતો.—(જુઓ મનચેરજી વિ. મીઠીબાઇ, ૧ મુંબઇ, પાનું ૫૦૬.)

### પેટા કલમ (ખ).

આ કલમ સમજણ આપનારી છે, જો એક વગર વસિયત કરવે ગુજર પામનાર પારસીનું બચ્ચું, અથવા વધારે દૂરનું બચ્ચું, તેની આગમજ ગુજર પામ્યું હોય તો તે બચ્ચાંનો હક સ્વિકારવામાં આવ્યો નથી; એવી શર્તે કે એવું ગુજર પામેલું બચ્ચું પોતાની પાછળ નીચલાંને મુકી ગયું ન હોયઃ—

(ક) એક વિધવા અથવા રંડાયલો ધણી કે (ખ) એક બચ્ચું અથવા બચ્ચાં અથવા વધુ દૂરનાં બચ્ચાં, કે (ગ) એવાં આગળ ગુજર પામેલાં બચ્ચાંની સીધી લીટીમાં ઉતરી આવેલા મર્દની વિધવા.

---

*(b)* a lineal descendant of an intestate who has died in the lifetime of the intestate without leaving a widow or widower or any lineal descendant or a widow of any lineal descendant shall not be taken into account in determining the manner in which the property of which the intestate has died intestate shall be divided; and

*(c)* where a widow of any relative of an intestate has married again in the lifetime of the intestate, she shall not be entitled to receive any share of the property of which the intestate has died intestate, and she shall be deemed not to be existing at the intestate's death."

જો એક વગર વિલે ગુજરનાર પારસીનું તેની આગમજ ગુજરેલું બચ્ચું તેની અથવા તેણીની પાછળ ઉપર જણાવેલાં કોઇપણ સગાંને મેળી જાય તો એવાં બચ્ચાંનો હિસ્સો અત્રે હેઠળ ૫૩ મી કલમમાં જણાવવા મુજબ વેંહચણી કરવા માટે ગણવામાં આવશે.

## પેટા કલમ (ગ).

ઇંડિયન સકસેશન એકટની ૫૪ મી કલમમાં જણાવ્યું છે કે "જો કોઇ પારસી વસિયત કરવા વિના ગુજર પામ્યો હોય તેનું બચ્ચું વગર વિલ કરવે તેની અથવા તેણીની હૈયાતીમાં ગુજર પામે તો તેની વિધવા અથવા રંડાયલો ધણી અને આવાં બચ્ચાંનાં ફર્જંદો જે હિસ્સો તે બચ્ચું વગર વિલે ગુજરનારનાં મરણ વેળા હૈયાત હતે તેને મળતે તે હિસ્સો તેમને મળશે, તે એવી રીતે કે જાણે વગર વસિયતે મરનારનાં ગુજરવા પછી તુર્ત આવું ગુજર પામેલું બચ્ચું ગુજર પામ્યું હતે."—(જુઓ જેહાંગીર વિ. પીરોજબાઇ, ૧૧ મુંબઇ, પાનું ૧.)

ઉપલા મુકદમામાં ચુકવવામાં આવ્યું હતું કે જો વસિયત વગર ગુજરનાર પારસીનાં ગુજરવાની આગમજ તેની દીકરી ગુજર પામી હોય તો તે દીકરીના રંડાયલા ધણીને જો તે ફરીથી પરણી ગયલો હોય તોપણ તેનો તે પારસીની મિલકત ઉપર હિસ્સો રહેશે.

ઉપલો ચુકાદો જોકે તદન કાયદાને અનુસરતો હતો, છતાં તે પારસી કોમની લાગણીની વિરૂધ હતો. એજ માફક એક વગર વસિયતે ગુજરનારની હૈયાતીમાં જો તેના દીકરાની અથવા તેની સીધી લીટીમાં ઉતરેલાં વંશજની વિધવાને જો તેણી તે વગર વસિયતે ગુજરનારની હૈયાતીમાં ફરી પરણી હોય તો તેને હિસ્સો આપવાની વિરૂધ પારસી લાગણી જણાઇ હતી, તેનું કારણ એ કે આમ તેણી ફરી પરણવાથી તેણી તેણીના ધણીનાં કુટુંબમાં રહેતી બંધ પડી હતી. આ લાગણીને માન આપીને આ પેટા કલમ ધારામાં દાખલ કરવામાં આવી છે.



વસિયત કર્યા વગર ગુજરનાર મર્દની મીલકતની વેંહચણી તેની વિધવા, ફરજંદો અને માબાપ વચ્ચે.

***૫૧.** (૧) પેટા કલમ (૨) ને આધીન થઇ એક પારસી મર્દ જે મિલકત વગર વસિયત કરવે ગુજર પામી મેળી જાય તેની વેંહચણી નીચે મુજબ કરવી:—

(ક) જ્યારે તે ગુજર પામી વિધવા અને ફરજંદોને મેળી જાય ત્યારે તે વિધવા અને ફરજંદો વચ્ચે (વેંહચવી) એવી રીતે કે દરેક દીકરા અને તે વિધવાને દરેક દીકરીના હિસ્સા કરતાં બમણો હિસ્સો મળે, અથવા

(ખ) જો તે (પારસી મર્દ) ગુજર પામે અને તેની વિધવા નહિ હોય, પણ તેને ફકત ફરજંદોજ હોય, તો તેની માલમિલકત તેનાં ફરજંદો વચ્ચે વેંહચવી; એવી રીતે કે, દરેક દીકરાનો હિસ્સો દરેક દીકરીના હિસ્સા કરતાં બમણો હોય.

(૨) જ્યારે એક પારસી મર્દ ગુજર પામે અને તે પોતાની પાછળ મા અથવા બાપ, અથવા બન્ને માબાપને, પોતાનાં ફરજંદો, અથવા વિધવા અને ફરજંદો ઉપરાંત મેળી જાય તો તેની મિલકતની એવી રીતે વેંહચણી કરવી કે તેના બાપને હિસ્સો તેના (મરનારના) એક દીકરા કરતાં અર્ધો અને માને હિસ્સો એક દીકરીના હિસ્સા કરતાં અર્ધો મળે.

---

**Division of a male intestate's property among his widow, children and parents.**

*51. (*1*) Subject to the provisions of sub-section (*2*), the property of which a male Parsi dies intestate shall be divided—

(*a*) where he dies leaving a widow and children, among the widow and children, so that the share of each son and of the widow shall be double the share of each daughter, or

(*b*) where he dies leaving children but no widow, among the children, so that the share of each son shall be double the share of each daughter.

(2) Where a male Parsi dies leaving one or both parents in addition to children or a widow and children, the property of which he dies intestate shall be divided so that the father shall receive a share equal to half the share of a son and the mother shall receive a share equal to half the share of a daughter.

## નોટસ.

હાલના પારસી વારસાહિસ્સાના કાયદામાં સામાન્ય રીતે એક નરજાતિના હિસ્સા કરતાં નારીજાતિનો હિસ્સો બમણો ઠરાવ્યો છે.

## આ બાબતનો વેલાતનો કાયદો.

વેલાતના કાયદા મુજબ જો એક મર્દ પોતે વિધવા નહિ મેળી જાય, પણ તેના ફક્ત દીકરાઓ અને દીકરીઓ હોય, તો આ દીકરાઓ અને દીકરીઓને તેમના બાપની અસકયામત સરખે હિસ્સે મળે; જ્યારે આપણા હાલના પારસી કાયદાની કલમ ૫૧ (૧) (બી) પ્રમાણે દરેક દીકરીને દીકરા કરતાં અર્ધોજ ભાગ આપવામાં આવ્યો છે.

## વગર ફરજંદે ગુજરનારની અસકયામત બાબે.

આ કલમ જે પારસી મર્દ ફરજંદોવાળો હોય અને વગર વસિયત કરવે ગુજર પામે તેની અસકયામતની વેંહચણીને લાગુ પડે છે, પણ વગર ફરજંદવાળા પારસી મર્દની અસકયામતની વેંહચણીની રીત જુદીજ છે તે હેઠળ કલમ ૫૪ માં જોવામાં આવશે.

## બાપના ગુજર પામવા પછી જન્મેલું ફરજંદ.

એક મર્દનાં મરણ વેળા તેની સ્ત્રીને હુમેલ હોય તો તેનાથી જન્મેલો દીકરો અથવા દીકરી ફરજંદની વ્યાખ્યામાં આવે છે.

## ફરજંદો.

"ફરજંદો"ની વ્યાખ્યામાં પેહલી બૈરીનાં તેમજ પાછળી બૈરીનાં દીકરા દીકરીઓ સમાય છે.

## સાવકાં ફરજંદો.

ફરજંદ શબ્દની વ્યાખ્યામાં સાવકો દીકરો અથવા સાવકી દીકરી આવતી નથી, કારણકે એક સાવકું ફરજંદ તે એક ખાવિંદ અથવા ઓરતનાં આગળાં લગ્નનું હોય છે, અને તેટલામાટે તે ફરજંદ પોતાનાં સાવકાં મા અથવા બાપની મિલકતમાં કાંઇપણ વારસો મેળવતું નથી. એક સાવકું ફરજંદ માત્ર લગ્નથીજ હોય છે. "સાવકું" શબ્દ બાપ, મા, ભાઇ, બેહન, દીકરો, દીકરી, ફરજંદ વગેરે આગમજ જ્યારે તે લોહીની સગાઇ ધરાવતું ન હોય ત્યારે વપરાય છે, અને તે સગાઇ એક બાપ યા માનાં લગ્નથીજ બને છે.

દાખલા તરીકે, ક ની સાવકી માતા તે ક ના બાપની બાયડી છે, કે જે ક ની માતાનાં મરણ પછી તેના બાપને પરણેલી હોય છે.

## કરી લીધેલાં ફરજંદ.

વળી ફરજંદોની વ્યાખ્યામાં એક કરી લીધેલો દીકરો અથવા દીકરી આવતી નથી.

## પારસીઓમાં દત્તક કરવાનો કાયદો નથી.

ઈ. સ. ૧૯ મી સદીના પેહલા ભાગમાં પારસીઓમાં દત્તક કરી લેવાનો એક રેવાજ હતો, અને તે દત્તકને પોતાના કરી લેનાર બાપ તરફનો હિસ્સો મળવા સાથ તેના પોતાના જન્મ આપનાર બાપ એમ બન્ને તરફનો વારસો મળતો હતો, પણ ૧૮૬૫ ના કાયદાથી આ રેવાજને રદ કરવામાં આવ્યો હતો, અને જોકે કોઇક વેળા પારસીઓમાં દત્તક કરવામાં આવે છે, પણ તેથીજ તેને કરી લેનાર બાપના વારસા ઉપર કશો હક મળતો નથી; સિવાય કે એવો કાંઇક વારસો જેમ બીજા કોઇક તરાહેત શખ્સને વસિયત મારફતે આપવામાં આવે તેમ વસિયતનામામાં ફરમાવ્યું હોય તોજ તે કરી લીધેલા દીકરાને પણ તે વારસો મળે.

### પાલક.

પારસીઓમાં "પાલક" કરવાનો રેવાજ છે, પણ કાયદામાં એવા દીકરાને "ફરજંદો"ની વ્યાખ્યામાં ગણ્યો નથી. (જુઓ જેહાંગીર વિ. કેખુશરો, ૩૯ મુંબઇ, પાનું ૨૯૬.)

પારસીઓમાં કોઇને દત્તક કરી લેવાનો હક સ્વિકારવામાં આવ્યો નથી, અને એવા એક દીકરાને "ફરજંદ" તરીકે કાયદામાં દાખલ કરવામાં આવ્યો નથી. (જુઓ કેરશાસજી વિ. કેખુશરો, ૩૧ મુંબઇ લૉ રીપોર્ટર ૧૦૮૧.)

પારસીઓમાં વગર વસિયતે ગુજરનાર એક શખ્સ, મર્દ હોય યા ઓરત, તોપણ તે બન્નેની મિલકતમાં તેમના વારસોને જુદા જુદા પ્રકારનો વારસો હિસ્સો મળે છે.

આ કલમ મુજબ વગર વસિયતે ગુજર પામેલા એક મર્દ પારસીની મિલકતની વેંહચણી નીચે મુજબ થાય છે:—

(૧) (ક) જો તે વિધવા અને ફરજંદો મુકી જાય, પણ માબાપને નહિ મેળી જતો હોય, તો તેની મિલકતના હિસ્સા નીચે મુજબ પાડવા:—

| દીકરી. | વિધવા. | દીકરો. |
|---|---|---|
| ૧ | ૨ | ૨ |

એ મુજબ ૫ હિસ્સા પાડવા.

(જ્યારે આગળા ૧૯૨૫ ના કાયદાની કલમ ૫૦ પ્રમાણે તો દરેક દીકરાનો હિસ્સો વિધવા કરતાં બમણો અને દીકરી કરતાં ચારગણો ઠરાવ્યો હતો, અને તે વેળા એ મુજબ મિલકતના ૭ હિસ્સા પાડવામાં આવતા હતા.)

દાખલા તરીકે, જો વગર વસિયતે ગુજરનાર એક મર્દ બે દીકરીઓ, વિધવા અને બે દીકરાઓ મેળી જાય તો—

| દીકરીઓ. | વિધવા. | દીકરાઓ. |
|---|---|---|
| ૨ | ૨ | ૪ |

એ મુજબ ૮ હિસ્સા પાડવા.

(ખ) પણ જો તે વિધવા અને માબાપને નહિ મેળી જાય, પણ ફક્ત ફર્જંદોનેજ મેળી જાય તો આ નવા કાયદા મુજબ દીકરીને ૧, અને દીકરાને ૨ હિસ્સા આપવા.

દાખલા તરીકે, જો વગર વસિયતે ગુજરનાર એક મર્દ બે દીકરીઓ અને બે દીકરાઓ મેળી જાય તો નવા કાયદા પ્રમાણે દીકરીઓના ૨, અને દીકરાઓના ૪ મળી મિલકતના ૬ હિસ્સા પાડવા.

(જ્યારે જુના કાયદા હેઠળ આ વેંહચણી નીચે મુજબ થતી હતી:—દીકરીને ૧, અને દીકરાને ૪ હિસ્સા.)

(૨) જો તે વિધવા, ફર્જંદો અને માબાપ મેળી જાય તો હાલના નવા કાયદામાં માબાપને પેહલવેહલાજ હિસ્સાદાર બનાવવાથી મિલકતની વેંહચણી નીચે મુજબ થાય છે:—

| દીકરી. | વિધવા. | દીકરો. | બાપ. | મા. |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ૨ | ૨ | ૧ | ½ |

દાખલા તરીકે, એક ગુજરનાર મર્દ બે દીકરીઓ, વિધવા, બે દીકરાઓ અને મા તથા બાપને મેળી જાય તો બે દીકરીઓના ૨, વિધવાના ૨, બે દીકરાઓના ૪, બાપનો ૧, અને માનો અર્ધો મળી કુલે ૯॥ હિસ્સા કરવા, યાને મિલકતના ૧૯ હિસ્સા પાડી બે દીકરીઓના ૪, વિધવાના ૪, બે દીકરાઓના ૮, બાપના ૨, અને માનો ૧ એવી રીતે ૧૯ હિસ્સા પાડવા.

## માબાપ.

"માબાપ"ના સંબંધમાં જણાવવાનું કે કલમ ૫૦ (ગ) ના અર્થ પ્રમાણે મા એક "સગા"ની વિધવા છે, અને તેણી જો પોતાના દીકરાની હૅયાતીમાં ફરી પરણી હોય તો તેણી પોતાનો હિસ્સો ખોહે છે, પણ એથી ઉલટું જો બાપ ફરી પરણ્યો હોય તો તે પોતાનો હિસ્સો ખોહતો નથી.

વળી આ વાત ધ્યાનમાં લેવાની છે કે આ કલમ હેઠળ **માબાપ** જો ફકત તેમનો **બેટા** વગર વસિયતે ગુજર પામે તો તે મા બાપને હિસ્સો મળે છે, પણ એ માફક જો એક **દીકરી** વગર વસિયતે ગુજર પામે તો તે માબાપને કશો હિસ્સો મળતો નથી.

"માબાપ"ની વ્યાખ્યામાં મા અને બાપ સમાય છે, પણ એક સાવકો બાપ અને સાવકી મા સમાતી નથી, એમ રતલેંડ વિ. રતલેંડના કેસ (2 P. Wms. 216) માં ચુકવવામાં આવ્યું છે.

વગર વસિયત કરવે મરણ પામનાર પારસી મર્દની અસકયામતની વેંહચણી કરવામાં ૧૮૬૫ના ૨૧ મા કાયદાની કલમ ૧ મુજબ દરેક દીકરાનો હિસ્સો વિધવાના હિસ્સા કરતાં **બમણો**, અને વિધવાનો હિસ્સો દરેક દીકરીના હિસ્સા કરતાં **બમણો** ઠરાવ્યો હતો, એટલે દરેક દીકરાનો

હિસ્સો દરેક દીકરીના હિસ્સા કરતાં ચારગણો હતો, પણ હાલના નવા કાયદાની ઉપલી કલમ મુજબ વિધવા તથા દરેક દીકરાને સરખો હિસ્સો આપી તેમનો હિસ્સો દરેક દીકરી કરતાં બમણો ઠરાવ્યો છે.

## માબાપને હાલના નવા કાયદાથી મળેલો હક.

આગળા કાયદામાં વસિયત વગર ગુજર પામનાર મર્દનાં માબાપને કશો હિસ્સો આપવામાં આવ્યો ન હતો, જ્યારે હાલના નવા કાયદામાં બાપને એક દીકરાથી અર્ધો અને માને એક દીકરીથી અર્ધો હિસ્સો આપ્યો છે.

નીચે જે દાખલાઓ હાલના કાયદા હેઠળના આપ્યા છે તેમાં એવું માની લીધું છે કે ગુજર પામનાર મર્દ પોતાની પાછળ માબાપને મેળી ગયો નથી:—

(૧) દાખલા તરીકે, એક પારસી રૂ. ૩૨ હજારની પુંજી મુકીને મરણ પામે અને તેના બે દીકરા, બે દીકરી અને વિધવા હોય તો દરેક દીકરાને અને વિધવાને રૂ. ૮ હજાર મળે, અને દરેક દીકરીને રૂ. ૪ હજાર મળે.

(૨) જો એક પારસી મર્દ એજ માફક રૂ. ૬૦ હજારની પુંજી મુકીને મરણ પામ્યો હોય, અને તેને પેટે દીકરો નહિ હોય, પણ વિધવા અને ૪ દીકરીઓ હોય, તો વિધવાને ૨ ભાગ, અને દરેક દીકરીને ૧ ભાગ મળે, એટલે દરેક દીકરીને રૂ. ૧૦ હજાર તથા વિધવાને રૂ. ૨૦ હજાર મળે.

(૩) જો એક પારસી મર્દ રૂ. ૬૦ હજારની પુંજી મુકીને મરણ પામ્યો હોય, અને તેને પેટે દીકરીઓ નહિ હોય, પણ તેને બે દીકરા અને વિધવા હોય તો દરેક દીકરાને રૂ. ૨૦ હજાર અને વિધવાને રૂ. ૨૦ હજાર મળે.



*૫૨. એક પારસી ઓરત વસિયત કર્યા વગર ગુજર પામે તો તેની મિલકતની વેંહચણી નીચે મુજબ કરવી:—

(ક) જ્યારે તેણી ગુજર પામે અને તેણી રંડાયલો ધણી અને ફરજંદો મુકી જાય તો તેના રંડાયલા ધણી અને ફરજંદો વચ્ચે એવી રીતે મિલકતને વેંહચી આપવી કે તે રંડાયલા ધણી અને ફરજંદને એકસરખા હિસ્સા મળે, અથવા

(ખ) જ્યારે તેણી ફકત ફરજંદો મેળી ગુજર પામે, પણ તેણીનો રંડાયલો ધણી ન હોય, તો તેની મિલકત તેનાં ફરજંદોને પોતપોતા વચ્ચે એકસરખે હિસ્સે મળે.

વગર વસિયતે ગુજર પામનાર એક ઓરતની મિલકતની વેંહચણી તેના રંડાયલા ધણી અને ફરજંદો વચ્ચે.

## નોટસ.

ફરજંદો—તેણીનાં પોતાનાં પેહલા ખાવિંદના હોય અથવા તો તેણીનાં મરણ પછીના હૈયાત ખાવિંદનાં હોય તો તેણીનાં પેટનાં સર્વે બચ્ચાંઓનો હિસ્સો તેણીની અસકયામત ઉપર રહે છે.

"ફરજંદો"—એ બાબે જુઓ કલમ ૫૧ ની શરેહ.

આ ૫૨ મી કલમ મુજબ વગર વસિયતે ગુજરનાર એક ઓરતની નજરમાં પોતાના ધણી તેમજ દીકરા દીકરીને સરખાં લેખવામાં આવ્યાં છે.

## એ બાબતમાં ૧૮૬૫ નો કાયદો.

વગર વસિયત કરવે ગુજર પામનાર પારસી ઓરતની અસકયામતની વેંહચણી કરવામાં ૧૮૬૫ ના કાયદાની કલમ ૨ મુજબ તેના રંડાયલા ધણી તથા ફરજંદો વચ્ચે એવી રીતે વેંહચી આપવાની ગોઠવણ થઇ હતી કે તે ધણીનો હિસ્સો દરેક ફરજંદના હિસ્સા કરતાં બમણો હોય.

---

*52. The property of which a female Parsi dies intestate shall be divided:—

(*a*) where she dies leaving a widower and children among the widower and children so that the widower and each child receive equal shares, or

(*b*) where she dies leaving children but no widower, among the children in equal shares.

Division of a female intestate's property among her widower and children.

## હાલનો કાયદો.

પણ હાલના નવા કાયદાની પર મી કલમ મુજબ રંડાયલા ધણી અને દરેક ફરજંદને, દીકરા તથા દીકરીને, એકસરખો હિસ્સો મળે, અને જો તેણી ફક્ત ફરજંદોને મુકી જાય, અને ધણી ન હોય, તો તે ફરજંદોમાંના દરેકને સરખો હિસ્સો મળે.

આ કલમ ૧૯૨૫ ના કાયદાની ૫૧ મી કલમને મળતી છે, પણ તેમાં એકજ ફેરફાર કરવામાં આવ્યો છે કે એક રંડાયલા ધણીનો હિસ્સો એક ફરજંદના હિસ્સા કરતાં બમણો હતો તે ઘટાડી એક ફરજંદના હિસ્સા જેટલો સરખો કીધો છે.

આ કલમ પ્રમાણે એક પારસી ઓરત જે વસિયતનામુ કર્યા વગર ગુજર પામે તેની મિલકતની વેંહચણી નીચે મુજબ ઠરાવી છે:—

(ક) જો તેણી પોતાનો રંડાયલો ધણી અને ફરજંદો મેળી જાય તો—

| રંડાયલો ધણી. | દીકરો. | દીકરી. |
|---|---|---|
| ૧ | ૧ | ૧ |

એટલેકે રંડાયલો ધણી, એક દીકરા અને એક દીકરી એ ત્રણેને સરખો હિસ્સો મળે.

(ખ) પણ જો તેણી પોતાની પાછળ રંડાયલો ધણી નહિ, પણ ફકત પોતાનાં ફરજંદોને મેળી જાય તો—

| દીકરો. | દીકરી. |
|---|---|
| ૧ | ૧ |

એટલેકે દીકરાના જેટલોજ દીકરીને હિસ્સો મળે.

## દીકરીનો હક.

એક પારસી દીકરીને તેણીની **માતાની** મિલકત ઉપર તેના બાપની મિલકતના કરતાં વધુ હક મળે છે, જ્યારે **બાપની** મિલકતમાં તેણીને પોતાના ભાઇ કરતાં **અર્ધો** હિસ્સો મળે છે, ત્યારે માતાની મિલકતમાં એ બન્નેનો હિસ્સો **સરખો** હોય છે.

(૧) દાખલા તરીકે, એક પારસી ઓરત રૂ. ૬૦ હજારની પુંજી મુકીને વગર વસિયત કરવે ગુજર પામી હોય, અને તેણીના બે દીકરા, બે દીકરી, અને રંડાયલો ધણી હોય તો તે પાંચમાંના દરેકને સરખી રીતે રૂ. ૧૨ હજાર મળે.

(૨) દાખલા તરીકે, જ્યારે એક પારસી ઓરતની આગમજ તેણીનો ધણી ગુજર પામ્યો હોય, અને તેણી ૨ દીકરાઓ અને ૨ દીકરીઓ મેળી રૂ. ૬૦ ની મિલકત વગર વસિયત કરવે મુકી ગઇ હોય તો તે ૪ ફરજંદોમાંનાં દરેકને રૂ. ૧૫ હજાર વારસા તરીકે મળે.



***૫૩.** જ્યારે એક પારસી પોતાનાં વંશની ઓલાદ મુકી ગુજર પામે અને તે પારસીનું કોઇ ફરજંદ તે પારસીની હૈયાતીમાં ગુજર પામેલું હોય તો તે પારસીની મિલકતમાં હિસ્સો તે ફરજંદ જો તે પારસીનાં ગુજર પામતી વેળા હૈયાત હોતે તો તેને મળતે, તે હિસ્સાની વેંહચણી નીચે મુજબ કરવી:—

વગર વસિયતે ગુજરનાર જે પોતાનાં વંશની ઓલાદ મુકી જાય તેનાં ગુજરવા અગાઉ ગુજરી ગયલાં ફરજંદના હિસ્સાની વેંહચણી.

(ક) આવું ગુજર પામેલું ફરજંદ જો એક દીકરો હોય તો તેની વિધવા અને ફરજંદોને આ પ્રકરણની કલમો હેઠળ પોતાનો હિસ્સો એવી રીતે મળે કે જાણે તે ગુજરી ગયલો દીકરો તે વગર વસિયતે ગુજરનાર પારસીનાં ગુજરવા પછી તુર્ત મરણ પામેલો હોય; એવી શર્તે કે જો એવો ગુજરી ગયલો દીકરો પોતાની વિધવા અથવા પોતાનાં વંશની ઓલાદની વિધવાને મુકી જાય, પણ તે પોતાનાં વંશની ઓલાદને નહિ મુકી જાય, તો તે ફરજંદના હિસ્સાની આવી વેંહચણી પછી બાકીના ભાગની વેંહચણી આ પ્રકરણની કલમ હેઠળ એવી રીતે કરવી કે જાણે તે મિલકત તે ગુજરનાર પારસીની પોતાની હોય, અને આવી બાકીની મિલકતની વેંહચણી કરતી વેળા તે ગુજરી ગયલા દીકરાના બાકીના ભાગની વેંહચણીને ગણતરીમાં લેવામાં આવશે નહિ.

* 53. In all cases where a Parsi dies leaving any lineal descendant, if any child of such intestate has died in the lifetime of the intestate, the division of the share of the property of which the intestate has died intestate which such child would have taken if living at the intestate's death shall be in accordance with the following rules, namely:—

Division of share of predeceased child of intestate leaving lineal descendants.

(*a*) If such deceased child was a son, his widow and children shall take shares in accordance with provisions of this Chapter as if he had died immediately after the intestate's death: Provided that where such deceased son has left a widow or a widow of a lineal descendant but no lineal descendant, the residue of his share after such distribution has been made shall be divided in accordance with the provisions of this Chapter as property of which the intestate has died intestate, and in making the division of such residue the said deceased son of the intestate shall not be taken into account.

(ખ) જો આવું ગુજરી ગયલું ફર્જંદ એક દીકરી હોય તો તેણીનો હિસ્સો તેણીનાં ફર્જંદો વચ્ચે સરખે ભાગે વેંહચી આપવો.

(ગ) જો આવાં ગુજરી ગયલાં ફર્જંદનું ફર્જંદ પણ વગર વસિયતે મરનારની હૈયાતીમાં મરણ પામ્યું હોય તો, જેવી રીતે હિસ્સો તે અથવા તેણીને જો ગુજરી ગયલા વસિયત કરનારની હૈયાતી હતે ત્યારે તે અથવા તેણીને મળતે તે હિસ્સો એવીજ રીતે હાલની કલમની પેટા કલમો "ક" અથવા "ખ" મુજબ જેમ હોય તેમ વેંહચી આપવો.

(ઘ) જ્યારે વગર વસિયતે ગુજરી ગયલાંનાં કોઇ દુરનાં વંશની સીધી લીટીની ઓલાદ તે વગર વસિયતે ગુજરનારની હૈયાતીમાં મરણ પામેલી હોય, તો આ કલમની પેટા કલમ "ગ"ની શર્તો, ઘટતા ફેરફાર સાથ, જે હિસ્સા ઉપર તે અથવા તેણીનો હક રેહતે તેની વેંહચણીને લાગુ પડશે, તે એવી રીતે કે જો તે વગર વસિયતે ગુજરનાર સઘળાં સીધી લીટીનાં વારસો, સીધી રીતે તેના અથવા તેણીના અને તે વગર વસિયતે ગુજરનારની વચ્ચે આવેલાં હોય તેનાં મરણનાં કારણે હૈયાત હોવે હકદાર હતે તેને લાગુ પડશે.

(*b*) If such deceased child was a daughter, her share shall be divided equally among her children.

(*c*) If any child of such deceased child has also died during the lifetime of the intestate, the share which he or she would have taken if living at the intestate's death, shall be divided in like manner in accordance with clause (*a*) or clause (*b*) as the case may be.

(*d*) Where a remoter lineal descendant of the intestate has died during the lifetime of the intestate, the provisions of clause (*c*) shall apply *mutatis mutandis* to the division of any share to which he or she would have been entitled if living at the intestate's death by reason of the predecease of all the intestate's lineal descendants directly between him or her and the intestate.

# નોટસ.

**આગળો કાયદો**—બાપ યા માની હૈયાતીમાં દીકરો યા દીકરી ગુજરી ગઇ હોય, અને તે દીકરા યા દીકરીને પેટનાં ફરજંદો હોય, તો તે ફરજંદોને પોતાના બપાવા બપાઇ, યા મમાવા મમાઇની અસકયામત મધેથી વારસો મળવો જોઇયે. આ બાબેની જુના ૧૮૬૫ ના કાયદામાં એક છુટી કલમ (૫ મી) હતી.

એજ રીતે (એ જુના કાયદામાં) બાપ યા માની હૈયાતીમાં ગુજરી જનાર દીકરાની વિધવા તથા દીકરીના ખાવિંદને પોતાના બપાવા સસરા યા બપાઇ સાસુની તથા મમાવા સસરા યા મમાઇ સાસુની અસકયામત મધેથી વારસો મળવો જોઇયે તેને પણ એજ કલમ (૫ મી) લાગુ પાડી હતી.

આ કલમને મળતી ૧૯૨૫ ના જુના કાયદાની ૫૪ મી કલમ નીચે મુજબ હતી:—

"જો વગર વસિયતે ગુજરનાર એક પારસી અથવા પારસણનું ફરજંદ તેની અથવા તેણીની હૈયાતીમાં ગુજર પામેલું હોય, તો તે ફરજંદની વિધવા અથવા રંડાયલો ધણી અને ફરજંદોને જેટલો હિસ્સો જો તે વગર વસિયતે ગુજરનારનાં મરણ વેળા તે ફરજંદ હૈયાત હતે તેમ ગણી તેને મળતે, તે માફક મળે. તે એવી રીતે કે જાણેકે તે આગળ ગુજર પામેલું ફરજંદ તે વગર વસિયતે ગુજરનારનાં મરણ પછી તુર્ત ગુજર પામેલું હતે."

હવે નવા કાયદાની ઉપલી કલમમાં નીચલાં ફેરફારો કીધા છે:—

૧. આગળ ગુજર પામેલી એક દીકરીના અથવા તેની સીધી લીટીએ ઉતરેલાં વંશજોના રંડાયલા ધણીને હિસ્સેદારોમાંથી બાકાત કરવામાં આવ્યો છે, પછી તે રંડાયલો ધણી ફરીથી પરણેલો હોય કે નહિ, અને

૨. એક વસિયત કર્યા વિના ગુજર પામેલાનો જે દીકરો તેનાં મરણની આગમજ ગુજર પામ્યો હોય, તેની અથવા તેની સીધી લીટીએ ઉતરેલા વારસની વિધવાને અત્રે હિસ્સેદાર તરીકે દાખલ કરવામાં આવી છે, એવી શર્તે કે તેણી પોતે વસિયત વગર ગુજરનારનાં મરણ વેળા ફરી પરણેલી નહિ હોય.

આગળા ૧૮૬૫ ના ૨૧ મા કાયદાની કલમ ૯ હેઠળ ચુકેલા મનચેરજી વિ. મીઠીબાઇ (૧ મુંબઇ, પાનું ૫૦૯) ના મુકદમામાં એવી તકરાર લાવવામાં આવી હતી કે વિધવા અથવા રંડાયલા ધણીને અને તેમનાં ફરજંદોને હિસ્સો મેળવવા માટે તે વસિયત વગર ગુજરનારનાં મરણ વેળા તે વિધવા અથવા રંડાયલો ધણી અને ફરજંદો એ બન્ને હૈયાત હોવાં જોઇયે; પણ તે મુકદમામાં એવું ચુકવવામાં આવ્યું હતું કે આવી કાંઇ શર્તની જરૂર હતી નહિ કે મરનારની આગમજ ગુજરેલા દીકરાએ હિસ્સો મેળવવા માટે વિધવા અને ફરજંદો અને આગળ ગુજરેલા દીકરાની વિધવાને મેળી જવાં જોઇયે, કે જે દીકરો એવાં ફરજંદ મુકી ગયો નહિ હોય કે જેને તે ગુજરી ગયલા દીકરાના અર્ધા હિસ્સા ઉપર હક પોંહચે.

આ ચુકાદા પ્રમાણે ૫૩ મી કલમ (એ) હેઠળ તેની શર્ત ઘડવામાં આવી છે, પણ જો આવી વિધવા ફરી પરણી હોય તો તેનો હિસ્સો ઉપલી કલમ ૫૦ (સી) પ્રમાણે તેણી ખોહે છે.

આ કલમની રૂએ જે વધુ ફેરફાર કીધો છે તે મરનારની આગમજ ગુજર પામેલી દીકરીના રંડાયલા ધણીને બાકાત કરવાને લગતો છે. જેહાંગીર વિ. પીરોજબાઇ (૧૧ મુંબઇ, પાનું ૧) વાળા મુકદમામાં એક પારસી વગર વસિયતે ગુજર પામી વિધવા, બે દીકરીઓ, અને એક આગમજથી ગુજર પામેલી દીકરીના વારસો એટલે તેણીનો ધણી અને એક દીકરીને મેળી ગયો હતો. હવે આગમજથી ગુજર પામેલી દીકરીનો આ ધણી ફરીથી પરણેલો હતો. આ સંબંધમાં એવી તકરાર લાવવામાં આવી હતી કે આવો મર્દ કાંઇ કલમ પાંચમીના અર્થ પ્રમાણે એક રંડાયલો શખ્સ કહેવાય નહિ; અને વેબ્સ્ટરની ડીક્ષનરીમાં એક Widower (રંડાયલા મર્દ) નો અર્થ નીચે મુજબ કીધો છે:—

"એક માણસ, કે જેની બાયડી મરણ પામી હોય, અને ફરી પરણ્યો ન હોય."

પણ એ મુકદમામાં એવું ચુકવવામાં આવ્યું હતું કે આ કલમમાં Widower (રંડાયલા ધણી) નો અર્થ ફક્ત તેની ગુજર પામેલી બાયડી સંબંધી કીધો છે, અને તે મર્દ પાછો પરણવાનો સંભવ છે કે નહિ તે ધ્યાનમાં લીધા વગર તેને હિસ્સો આપ્યો છે. આ ચુકાદો પારસી કોમની લાગણીની વિરૂધ હતો, અને તે કાંઇ હાલના નવા કાયદા મુજબ કાયદેસર નથી, કારણકે એ (Widower) શબ્દને સ્પષ્ટ રીતે કલમ ૫૩ (બી) માંથી કાઢી નાખ્યો છે, અને વેંહચણી આગળ ગુજર પામેલી દીકરીનાં ફરજંદો વચ્ચેજ કરવા ઠરાવ્યું છે. એજ માફક કોઇ સીધી લીટીના નારી વંશજના રંડાયલા ધણીને કલમ ૫૩ (સી) મધેથી કાઢી નાખ્યો છે, કારણકે વેંહચણી પેટા કલમો (એ) અથવા (બી) મુજબ કીધી છે. આવો રંડાયલો ધણી ફરી પરણ્યો છે કે નહિ, તે હવે જરૂરનું નથી.

જે બીજી અગત્યની બીના આ કલમ હેઠળ ધ્યાનમાં રાખવાની છે તે એ કે તે મધે એક વગર વસિયતે ગુજર પામનાર એક પારસીનાં સર્વે ફરજંદો મરણ પામેલાં હોય, અને તે પોતાની સીધી લીટીનાં વંશજોને પોતાની પાછળ મુકી ગયો હોય, એટલેકે જો એક વગર વસિયતે ગુજરનાર પારસી પોતાની પાછળ ફરજંદોનાં ફરજંદો અથવા ફરજંદોનાં ફરજંદોનાં ફરજંદો મુકી ગયો હોય તેની વેંહચણી બાબે અત્રે કશી ખાસ ગોઠવણ કરવામાં આવી નથી.

અસલ ખરડાની કલમ ૫૦ મી (એફ) માં આવા બનાવની ગોઠવણ કરવામાં આવી હતી, અને ત્યાં વેંહચણી વર્ગીક (per stirpes) રાખવામાં આવી હતી, પણ શેવટે આ કલમ કાયદામાંથી કાઢી નાખવામાં આવી છે.

આ કલમની પેટા કલમ (ડી) માં ઇંડિયન સકસેશન એકટની ૩૮ મી કલમ માફક વેંહચણી વર્ગીક (per stirpes), અને નહિ કે માથાંદીઠ (per capita) ઠરાવવામાં આવી છે.

## દાખલાઓ.

### પેટા કલમ (ક) હેઠળના દાખલા.

**(૧) એક મર્દનો આગમજથી ગુજર પામેલો દીકરો, જ્યારે તે વિધવા અને ફર્જંદો મુકી જાય, ત્યારે—**

એક શખ્સ નીચલાંઓને મુકી ગુજર પામે તો તેની મિલકતના નીચે પ્રમાણે ૧૭ ભાગ પાડવા:—

| વિધવા. | દીકરી. | દીકરો. | આગમજ ગુજર પામેલો દીકરો. | બાપ. | મા. | |
|---|---|---|---|---|---|---|
| ૪ | ૨ | ૪ | ૪ | ૨ | ૧ | = ૧૭ |

| દીકરી. | દીકરો. | વિધવા. |
|---|---|---|
| $\frac{૪}{૫}$ | $\frac{૮}{૫}$ | $\frac{૮}{૫}$ |

ઉપર મુજબ મિલકતના ૧૭ ભાગ કરી, આગળ ગુજર પામેલા દીકરાના હિસ્સાના ૪ ભાગ કરી, તેનાં ફર્જંદો અને વિધવા વચ્ચે ઉપર મુજબ ૫ ભાગ કરી વેંહચી આપવા.

આ રીતે શેવટે નીચે મુજબ હિસ્સાઓ પડશે:—

| વિધવા. | દીકરી. | દીકરો. | આગમજ ગુજર પામેલો દીકરો. | બાપ. | મા. |
|---|---|---|---|---|---|
| $\frac{૪}{૧૭}$ | $\frac{૨}{૧૭}$ | $\frac{૪}{૧૭}$ | $\frac{૪}{૧૭}$ | $\frac{૨}{૧૭}$ | $\frac{૧}{૧૭}$ |

અને આગળ ગુજર પામેલા દીકરાના આ $\frac{૪}{૧૭}$ની વેંહચણીના દીકરી, દીકરા તથા વિધવાના હિસ્સાના નીચે મુજબ ભાગ પાડવા:—

| દીકરી. | દીકરો. | વિધવા. |
|---|---|---|
| $\frac{૪}{૮૫}$ | $\frac{૮}{૮૫}$ | $\frac{૮}{૮૫}$ |

શેવટે મજકુર વગર વસિયતે ગુજરનારની મિલકતમાંથી તેની વિધવાને ૨૦, દીકરીને ૧૦, દીકરાને ૨૦, આગમજથી ગુજરી ગયલા દીકરાની દીકરીને ૪, દીકરાને ૮, વિધવાને ૮, તે અસલ ગુજરનારના બાપને ૧૦, અને માને ૫ મળી એકંદર ૮૫ ભાગ પાડવા, એટલે જો તે ગુજરી જનાર પારસી રૂ. ૮૫ હજારની મિલકત મુકી ગયો હોય તો તેના દર ભાગ રૂ. ૧ હજાર લેખે ગણી ઉપર મુજબ ભાગ પાડવા.

(૨) પેટા કલમ "ક"ની શર્ત હેઠળ જ્યારે આગળ ગુજર પામેલો દીકરો પોતાની પાછળ કોઇપણ ફર્જંદ મુકી ન જાય, પણ ફક્ત વિધવા મુકી જાય, ત્યારે—

પ્રથમ વેંહચણી નીચલા ૭ હિસ્સાની થશે:– ૧ હિસ્સો દીકરીનો, ૨ હિસ્સા દીકરાના, ૨ વિધવાના, અને ૨ આગળ ગુજર પામેલા દીકરાના.

બીજી વેંહચણી આગમજથી ગુજર પામેલા દીકરાના $\frac{૨}{૭}$ ભાગની ૫૪ મી કલમ (એ) હેઠળ ૨ ભાગની થશે; $\frac{૧}{૭}$ ભાગ તેની વિધવાને મળશે, અને બાકીનો $\frac{૧}{૭}$ ભાગ પાછો મુળ પુરૂષની વિધવાને મળશે, અને તેના ફક્ત પાંચ ભાગ થશે, કારણકે આ કલમ મુજબ "ગુજર પામેલા દીકરાને ગણવામાં આવશે નહિ," અને મુળ વિધવાની દીકરીને $\frac{૧}{૭}$ નો $\frac{૧}{૫}$ ભાગ, અને મુળ વિધવાના દીકરાને $\frac{૧}{૭}$ નો $\frac{૨}{૫}$ ભાગ, અને તેની વિધવાને $\frac{૧}{૭}$ નો $\frac{૨}{૫}$ ભાગ મળશે.

આ રીતે શેવટે નીચે મુજબ હિસ્સા પાડવા:—

વગર વસિયતે ગુજરનારની વિધવા $= \frac{૨}{૭} + \frac{૨}{૩૫} = \frac{૧૨}{૩૫}$

દીકરી. $\frac{૧}{૭} + \frac{૧}{૩૫} = \frac{૬}{૩૫}$

દીકરો. $\frac{૨}{૭} + \frac{૨}{૩૫} = \frac{૧૨}{૩૫}$

આગળ ગુજરી ગયલો દીકરો $\frac{૨}{૭}$ = વિધવા $= \frac{૧}{૭}$

દાખલા તરીકે, એક વગર વસિયતે ગુજરનાર મર્દ પોતાની પાછળ વિધવા, એક દીકરી, એક દીકરો, અને આગળ ગુજર પામેલા દીકરાની વિધવા એ સર્વે માટે રૂ. ૩૫ હજારની મિલકત મુકી ગુજર પામે તો, પ્રથમ વેંહચણીમાં વિધવાને રૂ. ૧૦ હજાર, દીકરીને રૂ. ૫ હજાર, દીકરાને રૂ. ૧૦ હજાર, અને આગળ ગુજર પામેલા દીકરાને રૂ. ૧૦ હજાર મળે.

હવે આ છેલ્લા જણાવેલા ગુજર પામેલા દીકરાનો હિસ્સો, જે રૂ. ૧૦ હજારનો હતો, તેમાંથી ૫૪ (ક) કલમ મુજબ ૨ ભાગમાંથી ૧ ભાગ તેની વિધવાને રૂ. ૫ હજાર, અને બાકીના રૂ. ૫ હજારના ૫ ભાગ કરી રૂ. ૧ હજાર તેની દીકરીને, રૂ. ૨ હજાર તેના દીકરાને અને રૂ. ૨ હજાર તેની વિધવાને મળે.

એટલે સામટી રીતે ગુજરનારની વિધવાને ઉપર મુજબ ૧૦+૨=૧૨ હજાર મળે, અને દીકરીને ૫+૧=૬ હજાર, દીકરાને ૧૦+૨=૧૨ હજાર, અને ગુજર પામનારના ગુજર પામેલા દીકરાની વિધવાને રૂ. ૫ હજાર મળે.

**(૩) પેટા કલમ (ક)ની શર્ત હેઠળ જ્યારે આગમજથી ગુજરી જનાર દીકરો કોઇપણ ફર્જંદ મેળી નહિ જાય, પણ એક વિધવા અને એક સીધી લીટીનાં વંશજની વિધવાને મેળી જાય, ત્યારે—**

આ બાબતમાં પ્રથમ વેંહુચણી ૭ ભાગની થશે:—દીકરીનો $\frac{૧}{૭}$, દીકરાનો $\frac{૨}{૭}$, વિધવાનો $\frac{૨}{૭}$, અને આગમજથી ગુજરનાર દીકરાનો $\frac{૨}{૭}$.

હવે આગમજથી ગુજરનાર દીકરાના આ છેલ્લા $\frac{૨}{૭}$ હિસ્સા કલમ ૫૪ (ખ) હેઠળ નીચે મુજબ વેંહુચાશે, કારણકે તે પોતાની પાછળ કોઇપણ વંશજ સીધી લીટીમાં મેળી ગયો નથી, અને $\frac{૨}{૭}$ નો $\frac{૧}{૩} = \frac{૨}{૨૧}$ વિધવાને મળશે, અને બીજો $\frac{૨}{૨૧}$ દરેક આગમજથી ગુજરી ગયલા દીકરાની વિધવાને મળશે. બાકીના $\frac{૨}{૨૧}$ હિસ્સા ઉપર વગર વસિયતે ગુજરનારનો હક રેહુશે, અને તેની વેંહુચણીના ૫ ભાગ થશે, (કારણકે આગમજથી ગુજરનાર દીકરાને ગણુતરીમાં લેવામાં આવશે નહિ) એવાં પ્રમાણમાં કે ૧ હિસ્સો દીકરીનો, ૨ હિસ્સા દીકરાના, અને ૨ હિસ્સા વિધવાના, એટલે એ હિસ્સાઓ નીચે મુજબ પડશે:—

વગર વસિયતે ગુજરનારની વિધવા $= \frac{૨}{૭} + \frac{૪}{૧૦૫} = \frac{૩૪}{૧૦૫}$

દીકરી.
$\frac{૧}{૭} + \frac{૨}{૧૦૫} = \frac{૧૭}{૧૦૫}$

દીકરો.
$\frac{૨}{૭} + \frac{૪}{૧૦૫} = \frac{૩૪}{૧૦૫}$

આગમજથી ગુજરેલો દીકરો = વિધવા $= \frac{૨}{૨૧}$
$\frac{૨}{૭}$

દીકરાની વિધવા
$\frac{૧}{૩} \times \frac{૨}{૭} = \frac{૨}{૨૧}$

**દાખલા તરીકે, એક વગર વસિયતે ગુજરનાર મર્દ પોતાની પાછળ વિધવા, એક દીકરી, એક દીકરો, અને આગમજથી ગુજર પામેલા દીકરાની વિધવા એ સર્વે માટે રૂ. ૧ લાખ ૫ હજારની મિલકત મુકી ગુજર પામે તો, પ્રથમ વેંહુચણીમાં વિધવાને રૂ. ૩૦ હજાર, દીકરીને રૂ. ૧૫ હજાર, દીકરાને રૂ. ૩૦ હજાર અને આગમજથી ગુજરનાર દીકરાનો હિસ્સો રૂ. ૩૦ હજારનો થાય.**

**હવે બીજી વેંહુચણી આગમજથી ગુજરનાર દીકરાના રૂ. ૩૦ હજારના હિસ્સાનો ત્રીજો ભાગ એટલે રૂ. ૧૦ હજાર તેની વિધવાને, અને રૂ. ૧૦ હજાર તે આગમજથી ગુજરનાર દીકરાના દીકરાની વિધવાને, અને બાકીના રૂ. ૧૦ હજારના પાંચ ભાગ નીચે મુજબ થશે:—**

**એક ભાગ દીકરીનો, બે ભાગ દીકરાના, અને બે ભાગ વિધવાના.**

એટલે સામટી રીતે મજકુર રૂ. ૧ લાખ ૫ હજારની મિલકતમાંથી મુળ ગુજરનાર મર્દની દીકરીને રૂ. ૧૫ + ૨ = ૧૭ હજાર, દીકરાને રૂ. ૩૦ + ૪ = ૩૪ હજાર, વિધવાને રૂ. ૩૦ + ૪ = ૩૪ હજાર અને તેની આગમજથી ગુજરનાર દીકરાની વિધવાને રૂ. ૧૦ હજાર, અને તેના ગુજરી ગયલા દીકરાના દીકરાની વિધવાને રૂ. ૧૦ હજાર મળી કુલે રૂ. ૧ લાખ ૫ હજાર થાય.

## પેટા કલમ (ખ) હેઠળના દાખલા.

પેટા કલમ (ખ) હેઠળના આગમજથી ગુજરનાર દીકરીનો હિસ્સો, જ્યારે તેણી પોતાનો રંડાયલો વર અને ફર્જંદોને મેળી જાય, ત્યારે—

પ્રથમ વેંહચણી ૬ ભાગમાં થશે, જેમાંનો ૧ ભાગ દીકરીનો, ૧ ભાગ આગમજથી ગુજરી ગયલી દીકરીનો, ૨ ભાગ દીકરાના, અને ૨ ભાગ વિધવાના.

બીજી વેંહચણી આગમજથી ગુજરી ગયલી દીકરીના છઠ્ઠા ભાગની થશે, અને તે તેણીના દીકરા અને દીકરી વચ્ચે સરખે ભાગે થશે, અને રંડાયલા ખાવિંદનો કશો હિસ્સો રેહશે નહિ.




દાખલા તરીકે, એક વગર વસિયતે ગુજરનાર મર્દ પોતાની પાછળ વિધવા, એક દીકરી, એક દીકરો, અને આગમજથી ગુજર પામેલી દીકરી એ સર્વ માટે રૂ. ૧૨ હજારની મિલકત મુકી ગુજર પામે તો, પ્રથમ વેંહચણીમાં વિધવાને રૂ. ૪ હજાર, દીકરીને રૂ. ૨ હજાર, દીકરાને રૂ. ૪ હજાર, અને આગમજથી ગુજર પામેલી દીકરીને રૂ. ૨ હજાર મળે.

આ બીજી આગમજથી ગુજર પામેલી દીકરીના રૂ. ૨ હજારની વેંહચણીમાં તેની દીકરીને રૂ. ૧ હજાર અને દીકરાને રૂ. ૧ હજાર મળે.

સામટી રીતે મજકુર રૂ. ૧૨ હજારની મિલકતમાંથી મુળ ગુજરનાર મર્દની વિધવાને રૂ. ૪ હજાર, દીકરીને રૂ. ૨ હજાર, દીકરાને રૂ. ૪ હજાર, અને આગમજથી ગુજર પામેલી દીકરીની દીકરીને રૂ. ૧ હજાર તથા દીકરાને રૂ. ૧ હજાર મળી કુલે રૂ. ૧૨ હજાર થાય.

## પેટા કલમ (ગ) હેઠળના દાખલા.

વગર વસિયતે ગુજરનાર મર્હુમની હૈયાતીમાં ગુજરી ગયલાં ફરજંદનાં ગુજર પામેલાં ફરજંદ—



જો વગર વસિયતે ગુજર પામેલો મર્દ પોતાની પાછળ વિધવા, એક દીકરી, એક દીકરો, આગમજથી ગુજરી ગયલી એક દીકરી, અને આગમજથી ગુજરી ગયલા એક દીકરાને મેળી જાય એટલે—

(૧) વિધવા; (૨) એક દીકરી; (૩) એક દીકરો; (૪) આગળ ગુજરી ગયલી દીકરીનાં નીચલાં સગાંઓ:—

(ક) તેણીની દીકરીનો રંડાયલો ખાવિંદ, (ખ) તેણીના દીકરાની વિધવા, (ગ) તેણીનાં ફર્જંદોનાં ફર્જંદો; અને

(૫) આગમજથી ગુજરી ગયલા એક દીકરાનાં નીચલાં સગાંઓ:—

(ક) તેની વિધવા, (ખ) તેની આગમજથી ગુજરી ગયલી દીકરીનાં ફર્જંદોનાં ફર્જંદો, (ગ) તેના આગમજથી ગુજરી ગયલા દીકરાની વિધવા.

પેહલી વેંહચણી ૫૧ મી કલમ મુજબ ૮ ભાગમાં થશે.

બીજી વેંહચણી તે આગમજથી ગુજરી ગયલી દીકરીના $\frac{૧}{૮}$ હિસ્સાની તેણીની દીકરી અને તેણીના દીકરા વચ્ચે (કલમ ૫૩ (ખ) મુજબ) સરખે ભાગે થશે, એટલે દરેકને $\frac{૧}{૧૬}$ ભાગ મળશે.

ત્રીજી વેંહચણી જે દીકરીની દીકરીના $\frac{૧}{૧૬}$ હિસ્સાની, તે દીકરીની દીકરીની દીકરી, અને દીકરીના દીકરાના દીકરા વચ્ચે થશે, અને તે મધે રંડાયલા ખાવિંદને કલમ ૫૩ (ખ) પ્રમાણે બાકાત રાખવામાં આવશે.

ચોથી વેંહચણી આગમજથી ગુજર પામેલી દીકરીના દીકરાના $\frac{૧}{૧૬}$ હિસ્સાની તેની વિધવા, દીકરી, અને દીકરા વચ્ચે કલમ ૫૩ (ક) પ્રમાણે પાંચ ભાગની થશે.

પાંચમી વેંહચણી આગમજથી ગુજરી ગયલા દીકરાના $\frac{૨}{૮}$ હિસ્સાની થશે. પ્રથમ તેના ૫ ભાગ પડશેઃ તેની દીકરીનો ૧, દીકરાના ૨, અને વિધવાના ૨.

દીકરીની દીકરીનો $\frac{૨}{૪૦}$ હિસ્સો તેનાં દીકરી અને દીકરા વચ્ચે સરખે હિસ્સે વેંહચી નાખવામાં આવશે.

દીકરાના દીકરાના $\frac{૪}{૪૦}$ હિસ્સાની વેંહચણી કલમ ૫૪ (ક) પ્રમાણે થશે, અને તેનો અર્ધો હિસ્સો તેની વિધવાને, અને બાકીનો અર્ધો હિસ્સો તેની માને મળશે; એટલેકે આગમજથી ગુજરી ગયલા દીકરાની વિધવાને ૫૪ મી કલમ (ઘ)ના શીડયુલ ૨—ભાગ ૧ હેઠળ મળશે.

એ રીતે શેવટે નીચે મુજબ હિસ્સા પડશે:—

દાખલા તરીકે, મજકુર મર્દ પોતાની પાછળ રૂ. ૩ લાખ ૨૦ હજારની મિલકત મુકી જાય તો વિધવાને રૂ. ૮૦ હજાર, એક દીકરીને રૂ. ૪૦ હજાર, એક દીકરાને રૂ. ૮૦ હજાર, આગમજથી ગુજરી ગયલી દીકરીને રૂ. ૪૦ હજાર અને આગમજથી ગુજરી ગયલા દીકરાને રૂ. ૮૦ હજાર મળે. હવે એ હિસ્સા નીચે મુજબ પડશે:—

હવે મજકુર (૧) આગમજથી ગુજરનાર દીકરીના રૂ. ૪૦ હજારમાંથી તેની (ગુજરી ગયલી) દીકરીને રૂ. ૨૦ હજાર અને (ગુજરી ગયલા) દીકરાને રૂ. ૨૦ હજાર મળે.

મજકુર ગુજરી ગયલી દીકરીના રૂ. ૨૦ હજારના હિસ્સામાંથી તેની દીકરીને રૂ. ૧૦ હજાર અને દીકરાને રૂ. ૧૦ હજાર મળે.

એજ માફક (૨) મજકુર ગુજરી ગયલા દીકરાના રૂ. ૨૦ હજારમાંથી તેની વિધવાને રૂ. ૮ હજાર, દીકરીને રૂ. ૪ હજાર અને દીકરાને રૂ. ૮ હજાર મળે.

મજકુર પ્રથમ ગુજરી ગયલા દીકરાના રૂ. ૮૦ હજારમાંથી તેની વિધવાને રૂ. ૩૨ હજાર, (ગુજરી ગયલી) દીકરીને રૂ. ૧૬ હજાર, અને (ગુજરી ગયલા) દીકરાને રૂ. ૩૨ હજાર મળે.

હવે મજકુર ગુજરી ગયલી દીકરીના રૂ. ૧૬ હજારમાંથી તેની દીકરીને રૂ. ૮ હજાર અને તેના દીકરાને રૂ. ૮ હજાર મળે, અને મજકુર ગુજરી ગયલા દીકરાના રૂ. ૩૨ હજારમાંથી તેની વિધવાને રૂ. ૧૬ હજાર અને તેની માને રૂ. ૧૬ હજાર મળે. એ મુજબ સામટી રીતે જોતાં મજકુર પ્રથમ ગુજર પામેલા દીકરાની વિધવાને રૂ. ૩૨ + ૧૬ = રૂ. ૪૮ હજાર મળે.



વસિયતનામુ કર્યા વગર ગુજરનાર પારસી જ્યારે તે પોતાની ઓલાદ મુકી નહિ જાય, પણ તેની વિધવા અથવા રંડાયલો ધણી અથવા ઓલાદની વિધવા મુકી જાય ત્યારે તેની મિલકતની વેંહચણી.

*૫૪. જ્યારે કોઇ પારસી ગુજર પામે તે પોતાની ઉતરતી ઓલાદ મુકી ન જાય પણ પોતાની વિધવા અથવા રંડાયલો ધણી અથવા સીધી ઓલાદની વિધવાને મુકી જાય, ત્યારે જે મિલકત તે વગર વસિયતે મુકી જાય તેની વેંહચણી નીચલા નિયમો ઉપર કરવામાં આવશે:—

(ક) જો તે વગર વસિયતે ગુજરનાર પોતાની વિધવા અથવા રંડાયલો ધણી મુકી જાય પણ તેની ઉતરતી ઓલાદની વિધવા ન હોય તો, તે વિધવા અથવા રંડાયલા ધણીને તે ગુજરનારની અર્ધી મિલકત મળશે.

(ખ) જો તે વગર વસિયતે ગુજરનાર પોતે વિધવા અથવા રંડાયલા ધણીને અને તે સાથ તેની સીધી ઓલાદનાં વંશની એક વિધવાને મુકી જાય, તો તેની વિધવા અથવા તેણીના રંડાયલા ધણીને તેની મિલકતનો ત્રીજો હિસ્સો મળશે, અને ઉતરતી ઓલાદની વિધવાને પણ ત્રીજો હિસ્સો મળશે, અથવા જો એક કરતાં વધુ વિધવા હોય, તો આ છેલ્લીઓ વચ્ચે સરખે ભાગે ત્રીજો હિસ્સો વેંહચી આપવો.

---

Division of property where intestate leaves no lineal descendant but leaves a widow or widower or a widow of any lineal descendant.

*54 Where a Parsi dies without leaving any lineal descendant but leaving a widow or widower or a widow of a lineal descendant, the property of which the intestate dies intestate shall be divided in accordance with the following rules, namely:—

(*a*) If the intestate leaves a widow or widower but no widow of a lineal descendant, the widow or widower shall take half the said property.

(*b*) If the intestate leaves a widow or widower and also a widow of any lineal descendant, his widow or her widower shall receive one-third of the said property, and the widow of any lineal descendant shall receive another one-third, or if there is more than one such widow, the last mentioned one-third shall be divided equally among them.

(ગ) જો તે વગર વસિયતે ગુજરનાર પારસી કોઇ વિધવા અથવા રંડાયલો ધણી મુકી ન જાય પણ સીધી ઓલાદનાં વંશની એક વિધવાને મુકી જાય તો, તેણીને મિલકતનો ત્રીજો હિસ્સો મળશે, અથવા જો તે વગર વસિયતે ગુજરનાર કોઇપણ વિધવા અથવા રંડાયલો ધણી મુકી ન જાય, પણ ઉતરતી ઓલાદની એકથી વધુ વિધવાને મુકી જાય તો, તે વગર વસિયતે ગુજરનારની મિલકતનો $\frac{2}{3}$ હિસ્સો આવી વિધવાઓ વચ્ચે સરખે હિસ્સે વેંહચી આપવામાં આવશે.

(ઘ) ઉપર જણાવેલી પેટા કલમો ક, ખ અથવા ગ મધે જણાવેલી વેંહચણી કીધા બાદ જે બાકી રહે તે વગર વસિયતે ગુજરનારનાં સગાંઓ વચ્ચે, અત્રે જણાવેલાં શીડયુલ બીજાંના પેહલા ભાગમાં અનુક્રમે જણાવેલાં સગાંઓ વચ્ચે વેંહચી આપવી. આ શીડયુલના પેહલા ભાગમાં આપેલાં નજદીકનાં ખેશીઓમાં પ્રથમ જણાવેલાંઓને બીજાં કરતાં વધુ પસંદ કરવાં, અને બીજાંને ત્રીજાં કરતાં, અને એજ માફક ચાલુ કર્યા જવું, એવી શર્તે કે એ મિલકત એવી રીતે વેંહચવી કે સગાઇની એકજ પદ્દીમાં આવેલા દરેક મર્દને દરેક સ્ત્રીના કરતાં બમણો હિસ્સો આપવો.

(*c*) If the intestate leaves no widow or widower but one widow of a lineal descendant, she shall receive one-third of the said property or, if the intestate leaves no widow or widower but more than one widow of a lineal descendant, two-thirds of the said property shall be divided among such widows in equal shares.

(*d*) The residue after the division specified in clause (*a*), (*b*) or (*c*) has been made shall be distributed among the relatives of the intestate in the order specified in Part I of Schedule II. The nextof-kin standing first

(ન) ઉપર જણાવેલી પેટા કલમ (ઘ) હેઠળ આપેલા બાકીના ભાગ ઉપર હક ધરાવનાર કોઇ ખેશીઓ ન હોય, તો તે બાકીના આખા ભાગની એવી રીતે વેંહચણી કરવી કે આ કલમમાં જે શખ્સોને હકદાર જણાવ્યા હોય તેમના હિસ્સાનાં પ્રમાણમાં તે વેંહચણી થાય.

## નોટસ.

આ કાયદો ઘડવા માટે ધારાસભાએ નેમેલી સીલેકટ કમિટી જણાવે છે કે—

"કાયદાનાં બીજા શીડયુલમાં અમે જરૂર પડતો કલમના આંકડાનો સુધારો કરવા ઉપરાંત જે સુધારો કરવાની અમોને જરૂર લાગી છે તે એ છે કે પેહલા ભાગને મથાળે 'બાપ અને મા'ના શબ્દો દાખલ કરવા."

### "રેલેટીવ્ઝ" (ખેશીઓ) ("ઘ" અને "ન").

સીલેકટ કમિટી વધુ જણાવે છે કે "રેલેટીવ" શબ્દના અર્થ આપવો અમોને જરૂરનો લાગતો નથી, બલ્કે તેથી મુશ્કેલીઓ ઉભી થાય.

આ કલમને કેટલીક રીતે મળતી ૧૮૬૫ ના કાયદાની ૬ ઠી કલમ છે, જે કલમની મકસદ (સો. શા. બંગાળી મુજબ) એ છે કે "કોઇ પારસી મર્દ યા ઓરત વગર વસિયત કરવે ગુજરી જાએ, અને તેને પેટે ફરજંદ નહિં હોએ, તો તેની અસકયામતનો અર્ધો

---

in Part I of that Schedule shall be preferred to those standing second, the second to the third, and so on in succession, provided that the property shall be so distributed that each male shall take double the share of each female standing in the same degree of propinquity.

(e) If there are no relatives entitled to the residue under clause (*d*), the whole of the residue shall be distributed in proportion to the shares specified among the persons entitled to receive shares under this section.

હિસ્સો મરનારનાં માબાપને અથવા માબાપ નહિ હોએ તો બાપની તરફનાં લોહીનાં ખેશીઓને મળે, અને બાકીનો અર્ધો હિસ્સો મરનારની વિધવા અથવા ખાવિંદને મળે.

"પછીની મતલબ એમ છે કે મરનારનાં માબાપ ગુજરી ગયલાં હોએ તો તે માબાપનો હિસ્સો પ્રથમમાં મરનારનાં બાપને પેટનાં ભાઇ બેહનોને મળે, બાપને પેટનાં ભાઇ બેહનો નહિ હોએ તો તેઓની ઓલાદ, અને ઓલાદ નહિ હોએ તો બપાવા બપાઇને મળે. બપાવા બપાઇ નહિ હોએ તો કાકા અને ફુઇઓને મળે, તે પણ નહિ હોએ તો બપાવાનો બાપ યા બપાવાની માએને, અને તેઓ પણ નહિ હોએ તો તેઓનાં વંશને મળે. (જુઓ આ ધારાની પાછલ છાપેલું પેહેલું પરિશિષ્ટ)."

આ કલમ આગળા ૧૯૨૫ ના કાયદાની ૫૫ મી કલમને મળતી છે, પણ તેમાં અત્રે મોટા સુધારાઓ કીધા છે, તેનું કારણ એ છે કે એક નવા હિસ્સેદાર એટલેકે એક સીધી લીટીએ ઉતરી આવેલા ઓલાદની વિધવાને દાખલ કરવામાં આવી છે. આ ફેરફાર કરવાનું કારણ મનચેરજી વિ. મીઠીબાઇ (૧ મુંબઇ, પાનું ૩૪૯) મધેના ચુકાદાને અમલમાં મુકવાનું છે.

આ કલમ મુજબની વેંહચાણી નીચે પ્રમાણે છે:—

જ્યારે વિધવા અથવા રંડાયલો ધણી હોય, પણ કોઇ ફરજંદો તથા કોઇ સીધી લીટીથી ઉતરી આવેલી ઓલાદ કે કોઇ સીધી લીટીએ ઉતરી આવેલા મર્દ વંશજની વિધવા નહિ હોય, ત્યારે—

| વિધવા અથવા રંડાયલો ધણી | ખેશીઓ–શીડયુલ ૨, ભાગ ૧ પ્રમાણે |
|---|---|
| $\frac{૧}{૨}$ | $\frac{૧}{૨}$ |

દાખલા તરીકે, એક વગર વસિયતે ગુજરનાર પારસી અથવા પારસણ તેની વિધવા અથવા રંડાયલો ધણી અને બીજાં ખેશીઓ, જેવાં કે, બાપ અને મા એ સર્વ માટે રૂ. ૯૦ હજારની મિલકત મેળી ગુજર પામે તો મજકુર વિધવા અથવા રંડાયલા ધણીને રૂ. ૪૫ હજાર, અને મજકુર બાપને રૂ. ૩૦ હજાર અને માને રૂ. ૧૫ હજાર મળે.

| વિધવા અથવા રંડાયલો ધણી | સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદની વિધવા | ખેશીઓ–શીડયુલ ૨, ભાગ ૧ મધેનાં ખેશીઓ |
|---|---|---|
| $\frac{૧}{૩}$ | $\frac{૧}{૩}$ જો એકુથી વધુ વિધવા હોય તો પોતપોતામાં સરખે હિસ્સે. | $\frac{૧}{૩}$ |

દાખલા તરીકે, એક વગર વસિયતે ગુજરનાર પારસી અથવા પારસણ તેની (ક) વિધવા અથવા રંડાયલો ધણી, (ખ) સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદ (મર્દ) ની વિધવા, અને

(ગ) ખેશીઓ, જેવાં કે, મા અને બાપ એ સર્વ માટે રૂ. ૯૦ હજારની મિલકત મેળી ગુજર પામે તો તેની મજકુર (ક) વિધવા અથવા રંડાયલા ધણીને રૂ. ૩૦ હજાર, મજકુર (ખ) સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદ (મર્દ) ની વિધવા જો એક હોય તો તેણીને રૂ. ૩૦ હજાર, અને બે હોય તો તે હરેકને રૂ. ૧૫ હજાર, અને મજકુર (ગ) ખેશીઓમાં જો બાપ અને મા હોય તો બાપને રૂ. ૨૦ હજાર અને માને રૂ. ૧૦ હજાર મળે.

કોઇપણ વિધવા અથવા રંડાયલો ધણી ન હોય, પણ સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદની એક વિધવા હોય, ત્યારે હિસ્સા નીચે મુજબ થશે:—

| | |
|---|---|
| (૧) સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદની એક વિધવા $\frac{૧}{૩}$ | પરિશિષ્ટ (શીડયુલ) ૨, ભાગ ૧ મધેનાં ખેશીઓ $\frac{૨}{૩}$ |
| (૨) જો સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદોની એકથી વધુ વિધવાઓ $\frac{૨}{૩}$ | પરિશિષ્ટ (શીડયુલ) ૨, ભાગ ૧ મધેનાં ખેશીઓ $\frac{૧}{૩}$ |

દાખલા તરીકે, (૧) એક વગર વસિયતે ગુજરનાર પારસી મર્દ જો સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદ (મર્દ) ની એક વિધવા, અને ખેશીઓ, જેવાં કે, બાપ અને મા એ સર્વ માટે રૂ. ૯૦ હજારની મિલકત મેળી ગુજર પામે તો મજકુર વિધવાને રૂ. ૩૦ હજાર, બાપને રૂ. ૪૦ હજાર અને માને રૂ. ૨૦ હજાર મળે.

(૨) પણ જો ઉપલાજ દાખલામાં સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદ (મર્દો) બે વિધવા મેળી જાય તો તે હરેક વિધવાને રૂ. ૩૦ હજાર અને ખેશીઓમાં બાપને રૂ. ૨૦ હજાર અને માને રૂ. ૧૦ હજાર મળે.

## (૧) મા બાપનો હિસ્સો.

સીલેકટ કમિટી જણાવે છે કે અમોએ કોમની મરજીને આધીન થઇ બાપ અને માને આપવા માગેલા હિસ્સાને અર્ધોઅર્ધ કરી નાખ્યો છે.

**(ઘ) શીડયુલ ૧ મધેનાં ખેશીઓ—**

**(૧) બાપ અને માએ**
૨ ૧

**(૨) ભાઇ અને બેહન**
૨ ૧

## (૨) ભાઇઓ અને બેહનો અને તેઓમાંનાં જેઓ વગર વસિયતે ગુજરનારની આગમજ ગુજર પામ્યાં હોય તેઓનાં ફરજંદો અથવા સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદ.

આ કલમમાં "ભાઇઓ" "બેહનો" શબ્દો બાપની તરફના ગણવા, પછી તેમની મા ગમે તે હોય, અને એટલામાટે એકજ બાપ તરફનાં સર્વે ભાઇઓ અને બેહનો, પછી તે એકજ મા અથવા જુદી જુદી માનાં હોય તેઓ આ કલમ મુજબ હિસ્સો મેળવે છે. "ભાઇઓ" અને "બેહનો" શબ્દો આખાં લોહીનાં એટલેકે એકજ બાપ અને માનાં; તેમજ અર્ધાં લોહીનાં, એટલે એકજ બાપ પણ જુદી માનાંઓને એકસરખાં લાગુ પડે છે; પણ એક સાવકો ભાઇ, એટલેકે એકજ મા અને જુદા બાપનો હોય તેને હિસ્સો મળે નહિ.

જો ભાઇઓ અને બેહનો હયાત હોય તો તેઓ બીજાં ખેશીઓને બાકાત કરે છે. "ભાઇઓ અને બેહનો અને તેઓમાંનાં જેઓ વગર વસિયતે ગુજરનારની આગમજ ગુજર પામ્યાં હોય તેઓનાં ફરજંદો અથવા સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદ." એ વાકય ઉપરથી એવો શક ઉત્પન્ન થયો છે કે તેમાં જણાવેલો "અને" શબ્દ સાથે લેવો કે ભાઇઓ અને બેહનોના સીધી લીટીએ ઉતરેલી ઓલાદને બીજાં ખેશીઓની પેહલાં હિસ્સો આપવો જ્યારે કોઇ ભાઇઓ અને બેહનો હયાત ન હોય. એટલે જ્યારે એક પારસી બપાવો અથવા બપાઇ અને ભાઇઓ અને બેહનોનાં ફરજંદોને મુકી ગુજર પામે તો આવાં ફરજંદોના હકની રૂએ બપાવો અને બપાઇ બાકાત થાય, તે એક સવાલ છે. ભાઇઓ અને બેહનોનાં ફરજંદોને હિસ્સો ફકત જ્યારે ભાઇઓ અને બેહનો વગર વસિયતે ગુજરનારનાં મરણ વેળાએ હયાત હોય ત્યારેજ મળે. જો ભાઇઓ અને બેહનો ન હોય, પણ ફકત આગમજથી મરણ પામેલાં ભાઇઓ અને બેહનોનાં ફરજંદો હોય, અને તે સાથ એક બપાવો અથવા બપાઇ હોય, તો તે બપાવા અને બપાઇ બીજી પઢીમાં હોવાથી એ આગળાંઓને હિસ્સામાંથી બાકાત રાખે છે. વળી આ વાત ધ્યાનમાં રાખવાની છે કે જોકે એક બપાવા અને બપાઇ એક ભાઇ અને બેહન સાથ સગાઇની એકજ પઢીનાં છે, છતાં તે ભાઇ અને બેહન બપાવા અને બપાઇને બાકાત રાખે છે.

જો ભાઇઓ અને બેહનો તથા તેઓમાંનાં જે વગર વસિયતે ગુજરનારની આગમજ ગુજર પામેલાં હોય તેમની સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદ હોય તેઓ માટેની વેંહચણી વર્ગીક (per stirpes) થશે, એટલેકે દરેક હયાત ભાઇ, ગુજર પામેલા ભાઇના સીધી લીટીની ઓલાદને એકઠા લઇ તેમની સાથે સરખો હિસ્સો મેળવશે. અમુક પઢીમાં દરેક નર, નારી કરતાં બમણો હિસ્સો મેળવશે. દાખલા તરીકે, એક ભાઇનો હિસ્સો, એક બેહનના હિસ્સા કરતાં બમણો, તેમજ એક ભત્રિજાનો હિસ્સો, એક ભત્રિજી કરતાં બમણો હોય છે.

પણ જુદી જુદી પઢીઓ વચ્ચે, દરેક નરને દરેક નારી કરતાં બમણો હિસ્સો લેવાનો નિયમ લાગુ પડતો નથી. દાખલા તરીકે, એક (Grand Nephew) ભત્રિજાનો દીકરો,

(Grand Niece) ભત્રિજાની દીકરી કરતાં બમણો હિસ્સો મેળવતો નથી, અને તેજ માફક એક (Great-Grand Nephew) ભત્રિજાના દીકરાનો દીકરો એક ભત્રિજાની દીકરીની દીકરી (Grand Niece) કરતાં બમણો હિસ્સો મેળવતો નથી.

"સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદ" (lineal descendants) એ શબ્દો બદલીને લગતા (substitutional) છે. જો સર્વે ભાઇઓ અને બેહનો ગુજર પામેલાં હોય, અને સીધી લીટીએ ઉતરી આવેલી ઓલાદ જુદી જુદી પઢીઓની હોય, તો વળી વેંહચણી વર્ગીક (per stripes) હોય છે, અને નહિ કે માથાંદીઠ (per capita). હીરજીભાઇ વિ. બરજોરજી (૨૨ મુંબઇ, પાનું ૯૦૯).

## (૩) બપાવા અને બપાઇ બાબે.

બપાવા અને બપાઇનો અર્થ બાપની તરફનાંઓનો થાય છે, એટલેકે જો બપાવો અને બપાઇ એ બન્ને હૈયાત હોય તો તેમનો હિસ્સો બે અને એકનાં પ્રમાણનો હોય છે. આ વેંહચણી શીડયુલ ૨ ના ભાગ ૨ હેઠળ હોય છે.

## (૪) બપાવાનાં દીકરાઓ અને દીકરીઓ, અને તેઓમાંનાં જેઓ વગર વસિયતે ગુજરનારની આગમજ ગુજર પામ્યાં હોય તે બાબે.

બપાવા અને બપાઇ પછી વગર વસિયતે ગુજરનારનો કાકો અને કાકી, અને તેમની સીધી લીટીએ ઉતરેલી ઓલાદ આવે છે. તેમનો હક ફક્ત જ્યારે બપાવો અને બપાઇમાંનું કોઇ હૈયાત નહિ હોય ત્યારે ઉભો થાય છે; પણ જો તે બેમાંનું કોઇ એક હૈયાત હોય, તો તે અથવા તેણી કાકા અથવા કાકીને હકમાંથી બાકાત કરે છે.

કાકા કાકીની સીધી લીટીની ઓલાદનો હક ફક્ત જ્યારે એક કાકો અથવા કાકી હૈયાત હોય ત્યારે ઉભો થાય છે; પણ જો કાકો અથવા કાકી હૈયાત નહિ હોય, પણ ફક્ત તેમની સીધી લીટીએ ઉતરેલી ઓલાદ હૈયાત હોય, તો તેઓ ચોથી અથવા વધુ દૂરની પઢીનાં હોવાથી તેમને વગર વસિયતે ગુજરનારનાં બાપનો બપાવો અથવા બાપની બપાઇ પોતે ત્રીજી પઢીનાં હોવાથી, બાકાત કરે છે.

## (૫) બાપનો બપાવો અને બાપની બપાઇ બાબે.

## (૬) બાપના બપાવાના દીકરાઓ અને દીકરીઓ, અને વગર વસિયતે ગુજરનારની હૈયાતીમાં તેઓમાંનાં જેઓ ગુજર પામ્યાં હોય તેમની સીધી લીટીની ઓલાદ.

***૫૫.** જ્યારે એક પારસી પોતાનાં વંશની ઓલાદ અથવા પોતાની વિધવા અથવા રંડાયલા ધણીને અથવા પોતાનાં વંશની ઓલાદની વિધવાને મેલી જવા વગર ગુજર પામે, ત્યારે તેની સઘળી મિલકતનો વારસો આ સાથ જોડેલાં બીજાં પરિશિષ્ટ (શીડ્યુલ) ના બીજા ભાગમાં જણાવેલાં અનુક્રમ પ્રમાણે તેનાં અથવા તેણીનાં નજદીકનાં ખેશીઓને પોંહચે. એ ભાગમાં નજદીકનાં સગાં લખ્યાં છે તેમાં પેહલી પદ્વીનાં સગાંઓને, અને તેઓ નહિ હોય તોજ બીજી પદ્વીનાં સગાંઓને, અને તેઓ નહિ હોય તો ત્રીજી પદ્વીનાં સગાંઓને (મરનારનો વારસો આપવો), અને એજ પ્રમાણે એક પછી એકને વારસો મળે; એવી શર્તે મિલકત વેંહચવી કે સગપણની એકસરખી પદ્વીમાં આવેલા નરને તેજ પદ્વીનાં સગપણ માહેલી દરેક નારીનાં કરતાં બમણો હિસ્સો મળે.

વગર વસિયતે ગુજરી જનારનાં વંશની ઓલાદ અથવા વિધવા કે રંડાયેલો ધણી અથવા તેનાં વંશની ઓલાદની વિધવા નહિ હોય ત્યારે મિલકતની વેંહચણી.

## નોટસ.

આને લગતી જુના ૧૮૬૫ ના કાયદાની કલમ ૭ મી આપી છે, જેની મતલબ એવી છે કે વગર વસિયત કરવે ગુજરી જનાર પારસી મર્દ યા ઓરતને પેટે ફરજંદ નહિ હોય, યા ફરજંદની ઓલાદ પણ નહિ હોય, અને વિધવા અથવા ખાવિંદ પણ નહિ હોય, તો તેની સઘળી અસકયામતનો વારસો તેનાં માબાપને મળે; માબાપ નહિ હોય તો બાપને પેટનાં ભાઈ બેહનોને મળે, બાપને પેટનાં ભાઈ બેહનો નહિ હોય તો તેઓની ઓલાદને મળે, તે ઓલાદ પણ નહિ હોય તો બપાવા અને બપાઇને મળે. એ રીતે બીજી પદ્વી બાંધેલી છે તેની વિગત આ ધારાની પાછળ છાપેલાં બીજાં પરિશિષ્ટ મધે જોવી. (બંગાળી).

---

*55. When a Parsi dies leaving neither lineal descendants nor a widow or widower nor a widow of any lineal descendant, his or her next-of-kin, in the order set forth in Part II of Schedule II, shall be entitled to succeed to the whole of the property of which he or she dies intestate. The next of-kin standing first in Part II of that Schedule shall be preferred to those standing second, the second to the third, and so on in succession, provided that the property shall be so distributed that each male shall take double the share of each female standing in the same degree of propinquity.

Division of proper where intestate leaves neither lineal descendants nor a widow or widower nor a widow of any lineal descendant.

આ કલમ ૧૯૨૫ ના કાયદાની ૫૬ મી કલમને મળતી છે. કલમો ૫૪ અને ૫૫ વચ્ચે એવો ફર્ક છે કે ૫૪ મી કલમમાં જ્યારે વિધવા અથવા રંડાયલો મર્દ હોય, પણ તેની ઓલાદ નહિ હોય, ત્યારે વેંહચણી થાય છે; જ્યારે આ ૫૫ મી કલમ વિધવા અથવા રંડાયલો ધણી અથવા સીધી લીટીની ઓલાદ પણ નહિ હોય ત્યારેજ અમલમાં આવે છે. એરચશાહ વિ. જરબાઇ (૪ મુંબઇ, પાનું ૫૩૭).

**બીજાં શીડયુલના બીજા ભાગમાં** વેંહચણીનું ધોરણ એવું છે કે પેહલાં બાપ તરફનાં સગાંઓ બાપ તરફના મોટા બપાવા (paternal great grand father) અને બાપ તરફનાં મોટાં બપાઇ (paternal great grand mother) અને તેઓનાં સીધી લીટીની ઓલાદથી ઉતરી આવેલાંઓ પુરાં થવા બાદ, મા તરફનાં સગાંઓ મમાવા અને મમાઇ, અને તેઓનાં ફર્જંદો અને સીધી લીટીની ઓલાદને લેવાં; અને તે પુરાં થયા બાદ બાહેરનાંઓને લેવાં, એટલેકે પ્રથમ દીકરાની વિધવા, જો તેણી ફરી પરણી ન હોય, અને ત્યારપછી ભાઇની વિધવા, જો તેણી ફરી પરણી ન હોય, અને એજ માફક ચાલુ. વિધવાઓ પછી દીકરીઓના રંડાયલા ધણીઓ, જો તે ફરી પરણેલા ન હોય, તો તેઓ હિસ્સો મેળવે; ત્યારપછી મા તરફના મોટા મમાવા અને મોટાં મમાઇ, અને શેવટે બપાઇના બાપ અને મા, અને ત્યારપછી તેઓનાં ફર્જંદો અને સીધી લીટીથી ઉતરી આવેલા વારસોને હિસ્સો મળે.

આ કલમમાં "next-of-kin" શબ્દ જે વાપર્યો છે તેનો અર્થ "relatives" ખેશીઓ જેવો થાય છે. હીરજીભાઇ વિ. બરજોરજી (૨૨ મુંબઇ, પાનું ૯૦૯).

માબાપ મધેનાં એકની હૈયાતીમાં જો કોઇ તેમનું ફર્જંદ ગુજર પામે, અને તેની સીધી લીટીએ આવેલી કોઇપણ ઓલાદ કે વિધવા અથવા રંડાયલો ધણી મુકી નહિ ગયાં હોય તો તે ફર્જંદનો હિસ્સો આ કલમ મુજબ, તે મા અથવા બાપના હકમાં સમાઇ ગયલો હોય છે. પેસ્તનજી વિ. ખરશેદબાઇ (૭ મુંબઇ લૉ રીપૉર્ટર, પાનું ૨૧૨).

**શીડયુલ ૨ જું—ભાગ ૨ જો—**(૨) (૭) મુજબ ભાઇઓ અથવા બેહનો, વિધવાઓ અથવા ફર્જંદોની અગાઉ વારસો મેળવે છે; કારણકે ૧૮૬૫ ના ૨૧ મા કાયદાની કલમ ૭ મી અને બીજાં શીડયુલની કલમ ૨ જીને મળતી કલમ ૫૬, અને ૧૯૨૫ ના ૩૯ મા એકટનાં બીજાં શીડયુલના બીજા ભાગની ૨ જી કલમનો અમલ ફક્ત જ્યારે એક ગુજરનાર કોઇપણ સીધી લીટીની ઓલાદ કે વિધવા અથવા રંડાયલા ધણીને મેળી જતી નથી ત્યારે લાગુ પડે છે. એરચશાહ વિ. જરબાઇ (૪ મુંબઇ, પાનું ૫૩૭).

(next-of-kin) "નજદીકનાં સગાં" અને (relatives) "ખેશી"ઓ એ બન્ને શબ્દો એકજ અર્થના છે, અને તેઓ બીજાં શીડયુલોના બન્ને ભાગો મધેના શખ્સો માટેનાં સામાન્ય જથાવાચક (collectives names) નામ છે. હીરજીભાઇ વિ. બરજોરજી

(૨૨ મુંબાઇ, પાનું ૯૦૯). આ મુકદમાની વિગત એવી છે કે જરબાઇ નામની એક પારસી વિધવા કાંઇપણ ફરજંદ મેળી જવા વિના વગર વસિયત કરવે ગુજર પામી. તેણીનાં બાપ, મા, ત્રણ ભાઇઓ અને બે બેહુનો તેણીની આગમજ ગુજર પામ્યાં હતાં. આમાંનાં બે ભાઇઓ અને એક બેહુન પોતાનાં ફરજંદો મેળી ગયાં હતાં. આ ફરજંદોમાંનાં કેટલાંકો પણ તેણી (જરબાઇ) ની આગમજ ગુજર પામવે પોતાનાં ફરજંદો મેળી ગયાં હતાં, અને વળી આ છેલ્લા વર્ગનાં બે જણાંઓ જરબાઇ અગાઉ ગુજર પામવે પોતાનાં ફરજંદો મેળી ગયાં હતાં. ના. કોર્ટે એવું ચુકવ્યું કે જરબાઇની મિલકતના પ્રથમ ત્રણ હિસ્સા પાડવા, જેમાંના ફરજંદો મેળી આગળ ગુજર પામેલા બે ભાઇઓ દરેકને માટે અકેક હિસ્સો પાડવો, અને બાકીનો એક હિસ્સો જે બેહુન એક ફરજંદ મેળી આગળ ગુજર પામી હતી તેને માટેનો, ભાઇના $\frac{2}{5}$ અને બેહુનનો $\frac{1}{5}$ હિસ્સો પાડવો. આ પછી આવા હિસ્સાઓને બે ભાઇઓ અને એક બેહુનની ઓલાદ વચ્ચે વેંહુચવા; તે એવી રીતે કે કોઇપણ ઓલાદને પોતાના વડીલની સાથે સાથે હિસ્સાનો હક આપવો નહિ, અને વળી એકજ પદ્ધી મધેનાં સગાંઓ વચ્ચે દરેક મર્દનો હિસ્સો ઓરતના હિસ્સા કરતાં બેવડો આપવો.

દીનબાઇ વિ. નશરવાનજી ૨૮ ઇંડિયન કેસીસ ૪૮૧ ની કેફિયત નીચે મુજબ હતી:—

એક પારસી પોતાની પાછળ ૧ દીકરો, ૨ દીકરીઓ, અને તેનાં ગુજર પામવા અગાઉ ગુજરી ગયલી એક દીકરીના વારસોને મેળી પોતાનું વસિયતનામુ કરીને ગુજરી ગયો. એ પારસીએ પોતાની બાકીની દોલત ત્રસ્ટમાં આપી હતી, જેની આવક તેના દીકરાને તે દીકરાની જીંદગી સુધી આપી હતી, અને એવું ફરમાવ્યું હતું કે જો તે દીકરો ફરજંદો મેલ્યા વગર ફકત વિધવા મેળી જાય તો તે વિધવાને રૂ. ૧૦,૦૦૦ બિનશરતે આપવા, અને બાકી રહેલી મિલકતનો અર્ધો ભાગ ચોકસ સખાવતોમાં આપવો, અને બીજો અર્ધો ભાગ તેના વારસોને પારસી વારસાહિસ્સાના કાયદા પ્રમાણે આપવો, પણ આ વેંહુચણીમાંથી તે દીકરાની વિધવાને બાકાત કરવામાં આવી હતી. હવે તે દીકરાનું મરણ નિપજવાથી તેની વિધવા એવી તકરાર લાવી હતી કે જોકે તેણીને વસિયત કરનારના વારસ તરીકે બાકાત કરવામાં આવી હતી, પણ તે મરનારના દીકરાના વારસ તરીકે તેણીને બાકાત કીધી ન હતી. ના૦ કોર્ટે એવો ચુકાદો આપ્યો હતો કે મજકુર વિધવાને સદંતર બાકાત કરવામાં આવી હતી—પછી તે દીકરાના વારસ તરીકે અથવા બીજી રીતે હોય.



જ્યારે આ પ્રકરણની બીજી કલમો હેઠળ કોઇ હકદાર બેશી નહિ હોય ત્યારે મિલકતની વેંહચણી.

*૫૬. જ્યારે આ પ્રકરણની બીજી કલમો હેઠળ કોઇ બેશી વગર વસિયતે ગુજરી ગયલા એક પારસીની મિલકતનો હકદાર નહિ હોય, ત્યારે એ મિલકત તે પારસીનાં જે કોઇ સર્વેથી નજદીકની પદ્રીનાં બેશીઓ હોય તેઓ વચ્ચે તેની સરખે ભાગે વેંહચણી કરવી.

## નોટસ.

આવી કલમ ૧૮૬૫ ના વગર વસિયતે ગુજરનાર બાબેના કાયદામાં આપવામાં આવી નથી. એ કલમ નવી છે.

## શેવટે તાજનો હક.

જ્યારે કોઇપણ બેશી (Kin) હૈયાત ન હોય, તો અલબતાં તાજ શેવટના વારસ તરીકે વારસો મેળવે છે. (Dyke V. Walford 5 Moo. P. G. 434.)

૧૯૨૫ ના ૩૯ મા કાયદાના બીજાં પરિશિષ્ટને બદલે આ આપવું.

†૩. ૧૯૨૫ ના ઇંડિયન સકસેશન એકટનાં શીડયુલ બીજાંની જગાએ નીચલું શીડયુલ દાખલ કરવું.

---

Division of property where there is no relative entitled to succeed under the other provisions of this Chapter.

*56 Where there is no relative entitled to succeed under the other provisions of this Chapter to the property of which a Parsi has died intestate, the said property shall be divided equally among those of the intesate's relatives who are in the nearest degree of kindred to him."

Substitution of Schedule II to Act XXXIX of 1925.

†3. For Schedule II to the Indian Succession Act, 1925 the following Schedule shall be substituted, namely.

## *બીજું પરિશિષ્ટ.

### ભાગ પેહલો.

(જુઓ કલમ ૫૪.)

(૧) બાપ અને મા.

(૨) ભાઇઓ અને બેહનો (ફકત એકજ માને પેટનાં ભાઇઓ અને બેહનો સિવાય), અને વગર વસિયત કરવે ગુજરી જનારની હૈયાતીમાં તેઓમાંથી જે કોઇ ગુજરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૩) બપાવો અને બપાઇ.

(૪) બપાવાનાં ફર્જંદો અને વગર વસિયત કરવે ગુજરી જનારની હૈયાતીમાં તેઓમાંથી જે કોઇ ગુજરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૫) બપાવાના બાપ અને બપાવાની મા.

(૬) બપાવાના બાપનાં ફર્જંદો અને વગર વસિયત કરવે ગુજરી જનારની હૈયાતીમાં તેઓમાંથી જે કોઇ ગુજરી ગયાં હોય તેઓની સીધી લીટીની ઓલાદ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

---

## *"SCHEDULE II.

### PART I.

*(See section 54.)*

(1) Father and mother.

(2) Brothers and sisters (other than uterine brothers and sisters) and lineal descendants of such of them as have predeceased the intestate.

(3) Paternal grandfather and paternal grandmother.

(4) Children of the paternal grandfather and the lineal descendants of such of them as have predeceased the intestate.

(5) Paternal grandfather's father and mother.

(6) Paternal grandfather's father's children and the lineal descendants of such of them as have predeceased the intestate.

## *ભાગ બીજો.

(જુઓ કલમ ૫૫.)

(૧) બાપ અને મા.

(૨) ભાઇઓ અને બેહનો[1] (ફક્ત એકજ માને પેટનાં ભાઇઓ અને બેહનો સિવાય), અને વગર વસિયત કરવે ગુજરી જનારની હૈયાતીમાં તેઓમાંથી જે કોઇ ગુજરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૩) બાપાવો અને બપાઇ.

(૪) બપાવાનાં ફર્જંદો અને વગર વસિયત કરવે ગુજરી જનારની હૈયાતીમાં તેઓમાંથી જે કોઇ ગુજરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૫) બપાવાનો બાપ અને બપાવાની મા.

(૬) બપાવાના બાપનાં ફર્જંદો અને વગર વસિયત કરવે ગુજરી જનારની હૈયાતીમાં તેઓમાંથી જે કોઇ ગુજરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

## *PART II.

*(See section 55.)*

(1) Father and mother.

(2) Brothers and sisters[1] (other than uterine brothers and sisters) and lineal descendants of such of them as shall have predceeased the intestate.

(3) Paternal grandfather and paternal grandmother.

(4) Children of the paternal grandfather and the lineal descendants of such of them as have predeceased the intestate.

(5) Paternal grandfather's father and mother.

6) Paternal grandfather's father's children and the lineal descendants of such of them as have predeceased the intestate.

૧. ઉપલા (૨) માં બાપના દીકરા તથા બાપની દીકરીઓ કરીને સમજવું. માના દીકરા તથા માની દીકરીઓના હક વિશે (૭ મી) પદીમાં જુદું જણાવેલું છે.

(૭) માનાં[1] પેટનાં ભાઇઓ અને બેહનો અને વગર વસિયત કરવે ગુજરી જનારની હૈયાતીમાં તેઓમાંથી જે કોઇ ગુજરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૮) મમાવો અને મમાઇ.

(૯) મમાવાનાં ફર્જંદો અને વગર વસિયત કરવે ગુજરી જનારની હૈયાતીમાં તેઓમાંથી જે કોઇ ગુજરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૧૦)[2] ભાઇઓ અથવા અર્ધ-ભાઇઓની વિધવાઓ.

(૧૧)[3] બપાવાના દીકરાની વિધવા.

(૧૨)[4] મમાવાના દીકરાની વિધવા.

---

(7) Uterine brothers and sisters and the lineal descendants of such of them as have predeceased the intestate.

(8) Maternal grandfather and maternal grandmother.

(9) Children of the maternal grandfather and the lineal descendants of such of them as have predeceased the intestate.

(10) Widows of brothers or half-brothers.

(11) Paternal grandfather's son's widow.

(12) Maternal grandfather's son's widow.

૧. માનાં પેટનાં એટલે મા એક અને બાપ જુદો.

૨. ૧૮૬૫ ના કાયદામાં (૧૦) ની પદીમાં "દીકરાની વિધવા, જો વગર વસિયત કરવે ગુજરી જનારનાં મરણની વેળાએ અથવા તે આગમજ તેણીએ બીજી વારનાં લગ્ન કર્યાં ન હોય તો," એમ જણાવ્યું છે તે પદી હાલના પરિશિષ્ટમાંથી કાઢી નાખી છે.

૩. અસલ ૧૮૬૫ ના કાયદામાં નં. ૧૨ હતી.

૪. (૧૨) માં "જો વગર વસિયત કરવે ગુજરી જનારનાં મરણની વેળાએ અથવા તે આગમજ તેણીએ બીજી વારનાં લગ્ન કર્યાં નહિ હોય તો" એ શબ્દો "વિધવા" ની પછી ઉમેર્યાં છે તે હાલની પરિશિષ્ટમાંથી કાઢી નાખ્યા છે.

(૧૩) મરનારના સીધી લીટીએ ઉતરેલી ઓલાદના રંડાયલા ખાવિંદો; જો વગર વસિયતે ગુજરી જનારનાં મરણની આગમજ તેઓએ બીજી વારનાં લગ્ન કર્યાં નહિ હોય તો.

(૧૪) મમાવાનો બાપ અને મા.

(૧૫) મમાવાના બાપનાં ફરજંદો અને વગર વસિયત કરવે ગુજરી જનારની હૈયાતીમાં તેઓમાંથી જે કોઇ ગુજરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૧૬) બપાઇનાં ફરજંદો અને વગર વસિયત કરવે ગુજરી જનારની હૈયાતીમાં તેઓમાંથી જે કોઇ ગુજરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૧૭) બપાઇનો બાપ અને મા.

(૧૮) બપાઇના બાપનાં ફરજંદો અને વગર વસિયત કરવે ગુજરી જનારની હૈયાતીમાં તેઓમાંથી જે કોઇ ગુજરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

---

(13) Widowers of deceased lineal descendans of the intestate who have not married again before the death of the intestate.

(14) Maternal grandfather's father and mother.

(15) Children of the maternal grandfather's father and lineal descendants of such of them as have predeceased the intestate.

(16) Children of the paternal grandmother and the lineal descendants of such of them as have predeceased the intestate.

(17) Paternal grandmother's father and mother.

(18) Children of the paternal grandmother's father and the lineal descendants of such of them as have predeceased the intestate."

# નોટસ.

## ૧૮૬૫ અને ૧૯૨૫ ના કાયદાઓનાં પરીશીષ્ટો.

### પેહલું પરીશીષ્ટ.

(૧) ભાઇઓ તથા બેહેનો, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હયાતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયાં હોય તેઓનાં છોકરાં અથવા તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(શરેહ)—એ ભાઇ તથા બેહનો બાપને પેટનાં સમજવાં. (જુવો આકટના ઉપલી કલમ ૬ ઠી).

(૨) બપાવો અને બપાઇ.

(૩) બપાવાનાં છોકરા તથા છોકરીઓ, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હયાતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૪) બપાવાનો બાપ અને બપાવાની મા.

(૫) બપાવાના બાપનાં છોકરા તથા છોકરીઓ, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હયાતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

---

### બીજું પરીશીષ્ટ.

(૧) બાપ અને મા.

(૨) ભાઇઓ તથા બેહેનો,* અને વગર વસીયત કરવે ગુજરી જનારની હયાતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૩) બપાવો અને બપાઇ.

(૪) બપાવાનાં છોકરાં, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હયાતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૫) બપાવાનો બાપ અને મા.

(૬) બપાવાના બાપનાં છોકરાં, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હયાતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

---

*એ ભાઇઓ તથા બેહનો તે બાપના દીકરા તથા બાપની દીકરીઓ કરીને સમજવું. માએના દીકરા તથા માએની દીકરીઓના હક વીશે ૭) મી પદવીમાં જુદું જણાવેલું છે.

(૭) માનાં* પેટનાં ભાઇઓ તથા બેહેનો, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હુઇઆતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૮) મમાવો અને મમાઇ.

(૯) મમાવાનાં છોકરાં, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હુઇઆતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયા હોય તેઓના સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૧૦) દીકરાની વીધવા, જો વગર વસીયત કરવે ગુજરી જનારનાં મરણની વેલાએ અથવા તે આગમચ તેણીએ બીજીવારનાં લગન કરયાં નહી હોય તો.

(૧૧) ભાઇની વીધવા, જો વગર વસીયત કરવે ગુજરી જનારનાં મરણની વેલાએ અથવા તે આગમચ તેણીએ બીજીવારનાં લગન કરયાં નહી હોય તો.

(૧૨) બપાવાના દીકરાની વીધવા, જો વગર વસીયત કરવે ગુજરી જનારનાં મરણની વેલાએ અથવા તે આગમચ તેણીએ બીજીવારનાં લગન કરયાં નહી હોય તો.

(૧૩) મમાવાના દીકરાની વીધવા, જો વગર વસીયત કરવે ગુજરી જનારનાં મરણની વેલાએ અથવા તે આગમચ તેણીએ બીજીવારનાં લગન કરયાં નહી હોય તો.

(૧૪) મરનારની ગુજરી ગયેલી છોકરીઓના ખાવંદ, જો વગર વસીયત કરવે ગુજરી જનારનાં મરણની વેલાએ અથવા તે આગમચ તેઓએ બીજીવારનાં લગન કરયાં નહી હોય તો.

(૧૫) મમાવાનો બાપ અને મા.

(૧૬) મમાવાના બાપનાં છોકરાં, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હુઇઆતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયાં હોય તેઓના સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

(૧૭) બપાઇનો બાપ અને મા.

(૧૮) બપાઇના બાપનાં છોકરાં. અને વગર વસીયત કરવે ગુજરી જનારની હુઇઆતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયાં હોય તેઓના સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ).

## નોટસ.

૧૮૬૫ ના કાયદામાં બે પરિશિષ્ટો આપવામાં આવ્યાં હતાં, ત્યારે ૧૯૨૫ ના અને હાલના ૧૯૩૯ના કાયદામાં પરિશિષ્ટ ૨ જું લખી, તેના બે ભાગ કરી ચોકસ ફેરફારો સાથ પેહલા ભાગમાં પેહલું પરિશિષ્ટ, ત્યારે બીજા ભાગમાં બીજું પરિશિષ્ટ આપવામાં આવ્યું છે.



*માનાં પેટનાં એટલે મા એક અને બાપ જુદો.